| પુસ્તકનું નામ | કિમ્મત |
| --- | --- |
| **સસ્તું સાહિત્ય—"ગુજરાતી"ના ગ્રાહકોનેજ** | |
| ૧ જૂનું નર્મગદ્ય—વધારા ને કવિની છબી સાથે... | ૧– ૪–૦ |
| ૨ ગુજરાત સર્વસંગ્રહ—કવિ નર્મદનો રચેલો અને સરકારે છપાવેલો ... ... ... | ૧– -૦ |
| ૩ દેશવ્યવહાર વ્યવસ્થા—કવિ નર્મદનો ન છપાયલો અર્થશાસ્ત્રનો ઉત્તમ ગ્રંથ ... ... | ૦–૧૪–૦ |
| ૪ ધર્મવિચાર—અદ્વિતીય નિબંધોનો સંગ્રહ ... | ૧– ૪–૦ |
| ૫ નર્મકવિતા સુરત મીશન પ્રેસમાં છપાયલી ... | ૦– ૨–૦ |
| ૬ નર્મકવિતા સુરત સોદાગર પ્રેસમાં છપાયલી... | ૦– ૧–૦ |
| ૭ રામજાનકી દર્શન—(નાટક) ... ... | ૦– ૬–૦ |
| ૮ સારશાકુન્તલ (નાટક) ... ... ... | ૦– ૪–૦ |
| ૯ બાળકૃષ્ણ વિજય (નાટક) ... ... | ૦– ૪–૦ |
| ૧૦ ગંગા—ગુર્જર વાર્તા (શિવાજીની સુરતની લૂટ)... | ૧– ૦–૦ |
| ૧૧ ઘાસીરામ કોટવાલ—પેશ્વાના વખતની બહુ રમુજી, ચાનક અને જ્ઞાન આપનારી વાર્તા ... | ૦– ૪–૦ |
| ૧૨ વેદોક્ત ધર્મપ્રકાશ—વિષ્ણુબાવા બ્રહ્મચારી કૃત. એ ગ્રંથમાં ધર્મના ઘણા ગૂઢ વિષયોના સાદી ભાષામાં એવા સચોટ ખુલાસા આપ્યા છે કે, જેવા બીજે સ્થળે ભાગ્યે જ વાંચવામાં આવશે. | ૧– ૪–૦ |
| ૧૩ ધાતુસંગ્રહ—ટેલર અને વૃજલાલ શાસ્ત્રીનો રચેલો અને સરકારે છપાવેલો... ... ... | ૦– ૬–૦ |
| ૧૪ એમ. એ. બનાકે કર્યો મેરી મીટ્ટી ખરાબ કી... | ૨– ૦–૦ |
| ૧૫ વિલાયતી વિલાસમાં ફેશનબાઈ ખલાસ ... | ૨– ૦–૦ |
| ૧૬ [illegible]ગવત એકાદશસ્કંધ—મૂળ—ભાષાંતર—ચિત્ર સ-[illegible] સુંદર કાગળ ... ... | ૦– ૬–૦ |
| પૂર્વેનું હિન્દુસ્તાન ... ... | ૧– ૦–૦ |

# વૈદક વિલાસ

(ભાગ ૨ જો)


સંગ્રહ કર્તા
છગનલાલ વિદ્યારામ રાવળ



"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં
મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપી પ્રકટ કર્યું,
સાસૂન બિલ્ડીંગ્સ્, સર્કલ, કોટ, મુંબઇ
ઈ. સ. ૧૯૧૭ સંવત્ ૧૯૭૪
કિંમત રૂ. ૧-૪-૦

# પ્રસ્તાવના



આપણા અહિં વૈદકના સંસ્કૃત ગ્રન્થોમાં લખ્યા સિવાયની પણ કેટલીક દવાઓ, વેદની પેઠે કર્ણોપકર્ણ ચાલતી આવી છે. એ દવાઓનાં નામ પ્રાચીન ને પ્રખ્યાત સંસ્કૃત ગ્રન્થોમાં પણ કેટલીકવાર જણાતાં નથી. વળી પહાડ અને તેની તળેટીમાં રહેનારા ઘણા પ્રાચીન વખતના અનાર્ય લોકનું વૈદક પણ આપણા લોકના વૈદકથી તદ્દન જૂદું છે, તેથી તેમના સહવાસથી, કે તેમણે આપણા લોકમાં વાપરેલી દવાઓની નોંધ, કે યાદ રાખવાથી પણ આવી કેટલીક દવાઓ આપણા લોકમાં જાણીતી હોય છે, આવી કેટલીક દવાઓનો સંગ્રહ કરવાના વિચારથી આ લેખકે કેટલીક મુદતથી આ દિશામાં યત્ન કરવો આદર્યો છે, કેમકે આવા સંગ્રહની પણ જરૂર છે. સંગ્રહ ન કરવામાં આવે તો તેવી લોકોપયોગી દવાઓનો કાળે કરી નાશ થાય, ને તેમ થતાં વૈદક સાહિત્યમાંથી તેટલો ભાગ કમી થાય.

વળી કેટલીકવાર આવી દવાઓ લખી લેવામાં પણ આવતી હતી, ને તે ઉપરથી ઘણા લોક તહેનો લાભ લેતા હતા. ઇંગ્રેજી રાજ્ય થતા પહેલાં દેશી કાગળ, ને શાહી, ઘણાં મોંઘાં હતાં, તેમ કેળવણીના અભાવે બરોબર લખી વાંચી જાણે તેવાઓની સંખ્યા પણ ઘણી કમી હતી. (ઘણાક તો કાના માત્રા વગરના બોડીયા અક્ષરથી લખતા હતા, ને તે ઉપરથી ઘણીવાર અર્થનો અનર્થ થઈ જતો હતો*) તેથી જે દવાઓ અનુભવથી સારી માલમ પડે તેનોજ ઘણું કરીને ઉતારો કરવામાં આવતો હતો. આવી જથાવાર લખેલી દવાઓની ચોપડીઓનો નાશ થતો અટકે તે હેતુથી પણ આ સંગ્રહ કરવામાં આવ્યો છે.

બીજાં ખાતાના નોકરોને અવકાશ ઘણો થોડો હોવાથી તેઓને બીજા પેટા ધંધા કરવાને અનુકૂળતા ને સવડતા ઘણી થોડી હોય છે. દાખલા તરીકે વકીલના માથાકુટીયા ધંધા કરનારામાંથી કોઇક જ સાહિત્યમાં આગળ પડતો

---

* કાકા આજ મરી ગયા, ને કાકી કુટે છે. ખરું વાકય તો કાકા અજમેર ગયા ને કાકી (બુંદી) કોટે છે. આ પ્રચલિત વાકય ઘણાખરાના જાણવામાં છે.

ભાગ લેતા જણાય છે, પણ તેવું કેળવણીખાતાના નોકરો માટે હોતું નથી, તે ખાતાના નોકરોને વધારે અવકાશ (ઉનાળાની રજાઓ) અને નીરાંતની નોકરી હોવાથી, તેમ તેમનો ઘણો ભાગ ગામડાંમાં હોવાથી, તેમ તેવે સ્થળે વૈદ અને ડૉક્ટરો નહિ હોવાને લીધે, ઘણીવાર કેટલાક મહેતાજીઓને ભાવે કે કભાવે પણ વૈદકનું થોડું ઘણું કામ હાથમાં લેવું પડે છે. તેમાંના કેટલાક ખપ જેટલી દવા રાખી ગામડાંના ખેડુતો, અને તેમનાં બાળબચ્ચાંને આરામ કરી ખુશી કરે છે, કેટલાક નજીકના કસ્બા, કે શહેરમાં જઈ ત્યાંના પ્રખ્યાત વૈદ્યો પાસેથી તૈયાર કરેલી દવાઓ વેચાતી લાવી વાપરે છે. તેમ કોઈ કોઈ મહેતાજી ઇંગ્રેજી પેટંટ દવાઓ મંગાવી તેનો ઉપયોગ કરે છે, વળી કેટલાકને આ ધંધામાં રસ પડવાથી, જાતે દવાઓ બનાવી ઉપયોગ કરે છે. આથી તેવા મહેતાજીઓમાંથી કેટલાક લોકપ્રિય થાય છે. કેમકે ગામડાના મહેનતુ ખેડુતો પોતાનાં છોકરાંને તેમ પોતાને દવા કરી આરામ આપનાર માણસનું કામ અર્ધે શુકને કરે છે. વળી આ ધંધામાં પરમાર્થ સાથે કંઇક પૈસાનો પણ લાભ થતો હોવાથી તે બાજુ તરફ ઘણાકનું મન વળેલું હોય છે. આ પુસ્તકના સંગ્રહમાં નીચે જણાવ્યા પ્રમાણે આવા બે મહેતાજી અને એક તલાટીના હસ્તલિખિત પુસ્તકોનો ઉપયોગ વિશેષ કરવામાં આવ્યો છે.

૧ નર્મદા નદી ઉપર આવેલા માંગરોળ તાલુકે નાંદોદના મહેતાજી ચુનીલાલ મનસુખરામ, કે જેઓ ઘણા વરસથી આ ભાગમાં વૈદકનો ધંધો કરે છે તેમણે પોતાના જાતિ અનુભવથી લખેલું પુસ્તક.

૨ નર્મદા નદી ઉપર આવેલા સેરાવ તા. નાંદોદના પેનશનર મહેતાજી ઉત્તમરામ લલ્લુભાઇનું લખેલું પુસ્તક. આ ભાઈ પણ વૈદકના ધંધામાં પ્રવીણ ગણાય છે.

૩ નાંદોદના વતની અને રાજ પારડી તાલુકે નાંદોદના તલાટી માણેકલાલનું લખેલું પુસ્તક.

૪ કવિ નરવદાચાર્યકૃત, જૂની ગુજરાતી ભાષામાં લખાયેલા કોક શાસ્ત્રના કાવ્યમાંથી* કેટલોક ઉપયોગી ભાગ લેવામાં આવ્યો છે.

---

* આ કાવ્યની એક લખેલી પ્રત સાક્ષર શ્રી તનસુખરામભાઇ મનસુખરામભાઈ ત્રીપાઠી બી. એ. ના સંગ્રહમાં છે, તેમાં આ રતિશાસ્ત્રના કાવ્યના કર્તાનું નામ નર્મદાચાર્ય છે, પણ હમારી પાસેની પ્રતમાં નરવદાચાર્ય એવું નામ છે માટે તે નામ અત્રે રાખ્યું છે.

આ સિવાય જૂનાં લખેલાં કાવ્યોનાં પુસ્તકોમાંથી, નામું લખવાના ચોપડામાં કોઈ કોઈ ઠેકાણે લખેલા ભાગ ઉપરથી, તેમ જ છૂટક કાગળિયાં ઉપર લખાયેલી દવાઓનો પણ ભાગ લેવામાં આવ્યો છે. તે વિના જૂની ગુજરાતી ભાષાના એક લખાયેલા પુસ્તકમાંથી પણ ઉતારો કર્યો છે.

આ બધો સંગ્રહ લૂણાવાડાના પ્રખ્યાત વૈદ્ય ગજાનન દલસુખરામ જાની તથા વૈદ્ય ફતેહલાલ પુરુષોત્તમ જાની, જેઓ આ ભાગમાં ઘણા વરસથી વૈદકનો ધંધો કરતા હોવાથી સારા વૈદ્ય ગણાય છે, તેમને બતાવવામાં આવ્યાથી તેમણે તેમાં કેટલોક સુધારો વધારો કરવા સૂચના આપેલી તે પ્રમાણે વધઘટ કરવામાં આવી છે.

કેટલાક કહે છે કે હાલમાં વૈદકનાં પુસ્તકો ઘણાં છપાઈ ગયાં છે, માટે તેમાં હવે વધારો કરવાની જરૂર નથી, પણ તેમનું આ કહેવું ઠીક લાગતું નથી. કારણ કે દિન પ્રતિદિન કેળવણી વધતી જાય છે, તેની સાથે વાંચનારાની સંખ્યા પણ વધતી જાય છે. વળી કેટલાક માણસને અમુક પુસ્તક વાંચી સંતોષ વળતો નથી, તેમને તે જ વિષયનાં બીજાં નવીન પુસ્તકો વાંચવાની જિજ્ઞાસા થાય છે, એટલે તેવાઓ માટે એક જ વિષયનાં વધારે પુસ્તકો પ્રસિદ્ધ થવાની જરૂર છે. બધાં પુસ્તકોમાં એકની એક દવા ન હોતાં ભિન્ન ભિન્ન હોય છે. તેથી પણ આવાં જૂદાં જૂદાં પુસ્તકો પણ જનસમૂહને ઉપયોગી ગણી શકાય.

છેવટે ઉપર જણાવેલાં પુસ્તકો આપનારા ભાઇઓનો, તેમ જ લખેલું પુસ્તક વાંચી યોગ્ય સૂચના આપનારા વૈદ્ય બંધુઓનો આભાર માનું છું. વળી આ પુસ્તકને આશ્રય આપનાર ગુજરાતી પ્રેસના માલેક મણિભાઈ ઈચ્છારામ દેશાઇનો પણ આભાર માનવો જોઇએ, કારણ કે તેમણે જો આવો ઉદાર આશ્રય આપ્યો ન હત તો આ પુસ્તક છપાઈ પ્રસિદ્ધ થવાનો પ્રસંગ ભાગ્યે જ આવત.

વૈદક વિલાસના પહેલા ભાગ પ્રમાણે આ બીજો ભાગ પણ કંઇક ઉપયોગી જણાશે તો લેખક, પોતાનો લીધેલો શ્રમ સફળ થયો માનશે.

આ પુસ્તકમાં બનતાં સુધી હિન્દી કે મરાઠી શબ્દો આવ્યા નથી, પણ તેવાં પુસ્તકોના ઉતારા કરતાં તેને માટે ગુજરાતી શબ્દો શોધીને મૂકવામાં

આવ્યા છે, તેમ છતાં કોઈ જગાએ તેવા શબ્દો અજાણતાં રહી ગયા હોય તો તેના અર્થ જોવા માટે કૈ૦ ચમનરામ શિવશંકરના ઔષધિકોષ–(જે ગુજરાત વર્નાકયુલર સોસાઈટી તરફથી પ્રસિદ્ધ થયો છે) ઉપરથી એક ન્હાનો કોષ બનાવી આ સાથે સામેલ કર્યો છે. તેના કરતાં વિશેષ માહિતી મેળવવી હોય તો લાહોર દયાનંદ ઍંગ્લો વૈદિક કૉલેજના છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી એમ. એ. પ્રોફેસર ઓફ બાયેલોજીકૃત વનસ્પતિશાસ્ત્ર વાંચવામાટે ભલામણ કરવામાં આવે છે. એથી પણ વધારે માહિતી આર્યભિષક અને નિઘંટ રત્નાકરના ગ્રંથોમાંથી મળે તેમ છે.

વૈદકના પ્રાચીન તોલ પ્રમાણે આ પુસ્તકમાં દવાનું માપ આપ્યું નથી છતાં કોઈ કોઈ સ્થળે તેવા શબ્દો આવે તો એક પળના ચાર તોલા; એક કર્ષનો એક તોલો અને એક તોલાના ચાર ટાંક, એ પ્રમાણે ગણવાનું છે.

પ્રભુ, આપણા ગુજરાતી બન્ધુ અને ભગિનીઓને સદા આરોગ્ય રાખો કે જેથી આવાં પુસ્તકોમાં જણાવેલી દવાઓનો ઉપયોગ કરવાનો ત્હેમને પ્રસગ જ આવે નહિ. તેમ છતાં કમનશીબે આવે તો આ પુસ્તકમાં જણાવેલી દવાઓથી ત્હેમને હંમેશાં આરામ થાઓ તેવી પ્રાર્થના સાથે આ પ્રસ્તાવના બંધ કરવામાં આવે છે.

લૂણાવાડા
વિ. સં. ૧૯૭૩. દીવાલી } સંગ્રહકર્તા.

# આરોગ્ય રહેવા માટે બે બોલ



રોગ થયા પછી તેને મટાડવા કરતાં, તેને ન જ થવા દેવો એ વધારે ઉત્તમ કામ છે. કહેવત છે કે, 'રોગ અને શત્રુને થતાં જ રોકવા.' રોગ થયા પછી તેને જડ મૂળમાંથી કાઢવા માટે જેટલી મહેનત પડે છે, તેમ જેટલું ખર્ચ થાય છે, તેટલી મહેનત અને તેટલું ખર્ચ, રોગ ન આવવા માટેના કામમાં થતું નથી, તેની સાથે નિરોગી રહેવામાં શરીરને વધારે સુખ ને શાંતિ જે મળે છે, તે બધું રોગી થયા પછી મળતુંજ નથી. માટે આ શરીરને હંમેશાં આરોગ્ય રાખવા સારુ આ નીચે થોડીક હકીકત આપવામાં આવી છે.

શરીરને આરોગ્યતામાં રાખવા માટેનાં ઘણાં કારણોમાં મુખ્ય ચાર કારણ છે, માટે તેને વિષે જો બનતી કાળજી રાખી વર્તવામાં આવે તો પછી ઘણું કરીને માણસને રોગના પંજામાં સપડાવાનો સંભવ ઘણો જ થોડો રહે. આ ચાર કારણોમાંનું પહેલું યોગ્ય ખોરાક, બીજું સ્વચ્છ પાણી, ત્રીજું ચોકખી હવા, અને ચોથું વ્યાયામ એટલે કસરત છે. હવે આ ચારે મુખ્ય બાબતો માટે થોડુંક આગળ જણાવવું જોઇએ.

## ખોરાક માટે કેટલીક સામાન્ય હકીકત

૧ ખોરાક ગુણકારી અને તાજો જોઇયે. જે ખોરાકમાં વધારે સત્વ ના હોય, તેમ તે વાસી હોય તો તે ખાવો નહિ. રાંધ્યા પછી એક પ્રહર સુધી રાખી મૂકેલો ખોરાક ખાવાથી તંદુરસ્તી બગડે છે, તે વાત આજથી પાંચ હજાર વરસ ઉપર થઈ ગયેલા શ્રીકૃષ્ણ ભગવાને પણ જણાવી છે, ને તેથી જ તેઓએ તે ન ખાવા માટે પોતાના સખા અર્જુનને ગીતામાં તેની સમજુતી આપેલી છે. તેઓ કહે છે કે—

> यातयामं गतरसं पूति पर्युषितं च यत्।
> उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम्॥ ( અ. ૧૭ ૧૦ )

એટલે રાંધ્યા પછી જેના ઉપર એક પ્રહર વીતી ગયો હોય, તેવું ઠંડું પડી ગયેલું, ઉતરી ગયેલું, અંબાયેલું (ખાતાં વધેલું બીજીવાર ખાવું) ટાઢું (વાસી) તથા એઠું, અને અપવિત્ર અન્ન હોય છે તે તામસ પ્રકૃતિવાળાને પ્રિય હોય છે.

તામસી પ્રકૃતિવાળા માણસોને જે અન્ન પ્રિય, એટલે જે અન્ન ખાવાથી તામસી પ્રકૃતિ વધે તેવું ન ખાવું જોઈએ. કેમકે તામસી પ્રકૃતિવાળા માણસોની આ જગત્‌માં નિંદા થાય છે, તેમજ તેમની જાતને પણ કાંઈ સુખ મળતું નથી. આનાથી ઉલટો સાત્વિકી પ્રકૃતિવાળા માણસનો ખોરાક નીચે પ્રમાણે જણાવ્યો છે.

आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहारा सात्त्विकप्रियाः ॥ (અ. ૧૭ શ્લો. ૮)

આયુષ્ય, ઉત્સાહ, બળ, આરોગ્ય, સુખ, અને પ્રીતિને વધારનાર તથા રસભરિત, સ્નિગ્ધ, પૌષ્ટિક, અને મનને આનન્દ આપનાર આહારો સાત્ત્વિકોને પ્રિય હોય છે, એટલે રસયુક્ત, મિષ્ટ, અતિ સ્નિગ્ધ, અને પક્વ અન્ન સાત્ત્વિક માણસને પ્રિય હોય છે.

આ ઉપરથી આહાર કેવો ને કયો કરવો તે સહેજ સમજાય તેવું છે. આવા સાત્વિક આહારથી જ સાત્વિક વૃત્તિમાં વધારો થાય છે, અને તેવા સાત્વિક વૃત્તિના જ માણસો આ જગત્‌માં પૂજવા લાયક હોય છે. કેમકે તેવાઓથી કોઈ પણ પ્રાણીને કોઈ પણ જાતનું દુઃખ કે હાનિ થતી નથી.

કયો ને કેવો ખોરાક ન ખાવો, તેના માટે પણ શ્રી કૃષ્ણ ભગવાને ખુલ્લા શબ્દોમાં ખુલાસો કરેલો છે.

कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥ (અ. ૧૭ શ્લો. ૯)

એટલે અતિશય કડવા, અતિ ખાટા, અતિ ખારા, ઘણા ઉષ્ણ, બહુ તીખા, રૂક્ષ, (કાંગ, કોદરા, રાઈ વગેરે રૂક્ષ કહેવાય છે) અને તમતમતા, તેમ જ દુઃખ, શોક, અને રોગને ઉત્પન્ન કરનારા રાજસ આહારો ખાવાને કેટલાક માણસો બહુ ટેવાયેલા હોય છે, એટલે કે તેઓ હલાહલ જેવા કડવા, લીંબુ કરતાં પણ વધારે ખાટા, સિંધવ કરતાંએ ખારા, ખાતાં ખાતાં મોં અને હાથ દાઝે, તેવા ઉન્હા, મરચાં જેવા તીખા, તમતમતા, અને રૂક્ષ કહેતાં કોદરા, કાંગ ને રાઈ જેવા આહાર વધારે પસંદ કરી, રોજ તેની જ ઝંખના કર્યાં કરે છે, પણ પરિણામે તેવા બધા આહાર તેમને દુઃખકારક જ થઈ પડ્યા વિના રહેતા નથી.

ઉપર પ્રમાણે આહારવિષે શ્રી કૃષ્ણ ભગવાનનો મત કેવો હતો, અને તેઓએ કેવો આહાર કરવા માટે કહેલું છે તે જાણવામાં આવ્યું. માટે તેઓશ્રીના જણાવ્યા પ્રમાણે આહાર રાખવાની જરૂર છે.

વળી જમતી વખતે શું શું ન કરવું, એટલે કેવી રીતે વર્તવું, તેના માટે પણ પ્રાચીન કાળના આર્ય વૈદકમાં કહ્યું છે કે:—

सर्वश्च भाषाध्वशयनं त्यजेत्
पीत्वा भुक्त्वा ऽऽ तपं वन्हियानं प्लवेन वाहतम्

એટલે જમ્યા પછી તુરત ભાષણ કરવું, મુસાફરી કરવી, ઊંઘવું, તાપવું, શરીરે શેક કરવો, ચાલવું, ઘોડા ઉપર બેસવું, અને પાણીમાં તરવા માટે પણ મના કરવામાં આવી છે.

કેટલાક કહે છે કે, જમ્યા પછી પા કે અર્ધો કલાક વામકુક્ષી (વામ—ડાબી કુક્ષ—કુખ—ઇ—ડાબી કુખે,—ડાબે પડખે—સુઈ રહેવું) થવું જોઇયે, એમ કહી, બીછાનામાં નિરાંતે ઉંઘે છે. પણ ખરુ જોતાં વામકુક્ષીનો ખરો અર્થ તેવો થતો હોય એમ જણાતું નથી. જો તેવો અર્થ થતો હોય તો દ્વિજને જનોઈ દેતી વખતે આચાર્ય (શુકલ) બટુકને શીખામણ આપે છે કે:—दिवा मास्वाय એટલે દિવસે ઊંઘીશ નહિ. તેવી શીખામણ આપત નહિ. યજ્ઞોપવીતની પવિત્ર અને આનંદકારી ધર્મક્રિયા ઘણા પ્રાચીન કાળથી ચાલતી આવેલી છે. એટલે તેમાં ખોટું કહેલું હોય જ નહિ.

કેટલાક માણસ જમતી વખત વારંવાર પાણી પીધા કરે છે, તે પણ યોગ્ય નથી. જમતી વખતે ફકત મધ્ય ભાગે જ પાણી પીવા માટે વૈદકમાં કહેલું છે. ને તેથી જ દેવ આગળ નૈવેદ્ય કરતી વખત મધ્ય ભાગે એક જ વાર પાણી મૂકવામાં આવે છે. જો વારંવાર પાણી પીવા માટે આર્ય વૈદકમાં કહ્યું હોત તો નૈવેદ્ય કરતી વખતે પણ તે પ્રમાણે વર્તવા સારુ કહેવામાં આવ્યું હોત.

આવી રીતે વારંવાર ગટક ગટક પાણી પીવાથી જઠરનો રસ પાતળો પડી જઈ, અન્ન પચાવવાની શક્તિ કમી થાય છે, ને તેમ થતાં ખાનાર માણસ નબળો પડતો જાય છે, તેમ ઘણે દહાડે જઠરાગ્નિ મંદ પડી જઈ, શરીર છેક દુર્બળ થતું જાય છે. આ વિષે અષ્ટાંગ સંગ્રહમાં કહ્યું છે કે:—

भक्तस्यादौ जलं पीतमग्निसादं कृशाङ्गताम्

વળી ચરક કહે છે, કે:—

मात्रयाऽप्यभ्यवहृतं पथ्यं चान्नं न जीर्यति

चिन्ताशोकभयक्रोधदुःखशय्याप्रजागरैः

એટલે જમતી વખતે ચિન્તા, શોક, ભીતિ, દુઃખ અને ક્રોધ કરવાથી તેમ જમ્યા પછી જાગરણ કરવાથી પ્રમાણમાં લીધેલું પથ્યવાળું ભોજન પણ પાચન થઈ શકતું નથી.

## જમવા માટેના કેટલાક સાધારણ નિયમ

૧ ખાવાની વસ્તુ બારીક થાય ત્યાં સૂધી ચાવવી. ઉતાવળ, કે બે-ફીકરાઇને લીધે તેમ નહિ બને તો, ભવિષ્યમાં જઠર વગેરે ઇંદ્રિયોપર માઠી અસર થશે.

૨ જોઇએ તે કરતાં એટલે ભૂખ કરતાં વધારે ખાવું નહિ. તેમ કરવા જતાં પાચન કરવા માટે જઠરને વધારે શ્રમ લેવો પડે છે તેમ તે વહેલું અશકત થવા માંડે છે. વળી વધારે ખાવાથી અજીર્ણ થઈ જઠરાગ્નિ મંદ પડવા માંડે છે. તેમ કેટલીકવાર જઠર ફુલી જઈ તેમાંનું અન્ન કોહોવા માંડે છે. ને તેમ થતાં, નાડી અને ધમનીઓં, તથા જ્ઞાનતંતુઓ અવ્યવસ્થિત થઈ જઈ, રોજ માથું દુઃખે છે. કેટલીકવાર જઠરની અંદરનો ભાગ સૂઝી જઈ લાલ થઈ જાય છે, તેમ જ તેની ઉપર ચીકણા પદાર્થનું પડ બાઝી જઈ પેટમાં દુખાવો શરુ થઈ, બળતરા થાય છે. તેમ જ પેટ ઢોલ જેવું મ્હોટું થઈ બગાસાં અને હેડકીનો રોગ પેદા થઈ આવી ખાટા ઓડકાર આવે છે. કેટલીકવાર ઉલટીનું દર્દ લાગુ થઈ ચુંકનો રોગ થવા માંડે છે, ને ભૂખ લાગતી નથી, તેની સાથે કોઈ કોઈ વાર ચકરીનો રોગ ઉત્પન્ન-પેદા થઈ, અતિસારનો ભયંકર રોગ લાગુ થાય છે.

૩ વારંવાર ખાવું નહિ. પહેલાં ખાધેલો ખોરાક પાચન થયા વિના બીજીવાર ખાધાથી જઠરને જોઇએ તેવો વિસામો મળતો નથી. ખીચડી માટે મૂકેલા આંધરણું (આંધણ)માં જો રસોઈ કરનારી અજ્ઞાન સ્ત્રી પા પા કલાકે એકેક મુઠી ખીચડી નાખતી જાય, તો તે ખીચડીની જેવી દશા થાય, તેવી દશા વારંવાર ખાનાર માણસની થાય છે.

૪ તીખું તમતમતું તથા જોઇએ તે કરતાં વધારે મસાલાવાળું ખાવું નહિ. તેમ કરવાથી કેટલીકવાર જોઇએ તે કરતાં વધારે ખવાય છે, ને તેથી ઉપર જણાવેલું પરિણામ આવે છે. આવા દાહક પદાર્થોથી અન્નનલિકાની અંદર ત્વચાને દાહ લાગે છે. ને તેથી પાચક રસ ઉત્પન્ન કરવાની શક્તિ કમી થતી જાય છે. વળી તેવા પદાર્થથી વારંવાર તરસ લાગે છે ને તેથી ઘણીવાર પાણી પીવાની જરૂર પડતાં, પાચક રસ વધારે પાતળો થઈ, તેની શક્તિમાં ઘટાડો થતાં ખાધેલું અન્ન પચી શકતું નથી. કેટલીકવાર તેવા ખોરાકથી અન્નાશયમાં ચીરા પડી તેમાંથી લોહી વહેવા માંડે છે, ચીકણો પદાર્થ એકઠો થવા માંડે છે, તેમ ઉલટીનો રોગ લાગુ થઈ પેટમાં કોઈ પણ વસ્તુ ટકી શકતી નથી. તેમ કોઈ કોઈ વાર માથું દુખી તાવ આવે છે. તેમ જ આવી વસ્તુના વારંવાર સેવનથી ગરમીએ મ્હોં આવી મ્હોંમાં ચાંદીઓ પડે છે.

૫ સોંઘા ભાવે મળતું હોવાથી કોઈ પણ વાર સડેલું અનાજ ખાવું નહિ. કેમકે તેવું અન્ન ખાવાથી ઉલટી અને ઝાડાનો રોગ થઈ વગર મોતે મરવાનો વખત આવે છે.* આવા સડેલા અનાજમાં રહેલા સૂક્ષ્મ જંતુઓ શરીરમાં પેસી બીજા અનેક પ્રકારના રોગ પેદા કરે છે.

૬ મનગમતું અનાજ ખાવું. તેથી મનને સંતોષ થાય છે. કભાવે ખાધેલું અન્ન બરોબર પાચન થઈ શકતું નથી. અમુક વસ્તુ ભાવવી ન ભાવવી એ દરેક માણસના મનપર રહેલું છે.

૭ વેળા કવેળા તેમ અનિયમિત માપથી ખાવું નહિ. તેમ કરવાથી હોજરીમાં બરોબર રસ તૈયાર થતો નથી, ને તેથી પરિણામે જઠરાગ્નિ મંદ પડી શક્તિ ક્ષીણ થતી જાય છે.

રસોઇ કરનાર ઘરની સ્ત્રીએ, તેમ રસોઇઆઓએ સ્વચ્છ વસ્ત્ર, કે સ્વચ્છ અબોટીયાં પહેરવાં જોઇએ. મલિન વસ્ત્ર પહેરી રસોઈ કરનારના હાથની રસોઈ જમવી ગમતી નથી, તેમ તેવા પીરસનારના હાથની રસોઈ જમતાં

---

* મુંબઈની કેટલીક કંગાલ તેમ બીજા શહેરોની વીશીઓમાં આવું અનાજ વાપરવાથી તેમાં જમનારા પરદેશી માણસોને ઘણી વાર ઝાડાનો રોગ લાગુ પડે છે, ને તેમાં જ તેમની જીંદગીનો અંત આવે છે. જમવાનાં બીજાં પણ કારણ હશે, પણ તેમાં આ વિશેષ જણાય છે.

મનમાં કંટાળો આવે છે. આવા લોકોને જો ઘરધણી સ્વચ્છ રહેવાની ફરજ પાડે તો તેઓ બહુ દિવસે પણ સુધરી શકે. રસોડાં તેમ જમવાનું સ્થળ પણ સ્વચ્છ અને ઘોંઘાટ વગરનું શાન્ત હોવું જોઇએ.

માણસને ખોરાકની જેટલી જરૂર છે, તેટલી જ જરૂર પાણીની પણ છે. માટે પીવાના, કે વાપરવાના પાણી માટે હમ્મેશા કાળજી રાખવી જોઇએ. તેમ કરવાથી માણસને પરોક્ષ રીતે ઘણો ફાયદો થાય છે. પાણી કેવું હોવું જોઇએ તેના માટે સુશ્રુતના સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમાં કહ્યું છે કે:—

निर्गंधमव्यक्तरसं तृष्णाघ्नशुचि शीतलम्
अच्छं लघु च हृद्यं च तोयं गुणवदुच्यते

એટલે દુર્ગંધ વગરનું, નહિ જણાયેલા રસવાળું, તૃષાને ટાળનાર, ગળીને શુદ્ધ કરેલું શીતળ, નિર્મળ, હલકું, તથા હૃદયને પ્રસન્ન કરે તેવું પાણી ગુણકારી ગણાય છે. માટે તેવું પાણી વાપરવા સારુ હમ્મેશાં કાળજી રાખવી.

વળી પાણીઆરું ને તેમાં ગોઠવેલાં પાણી ભરી મૂકવાનાં, તેમ પાણી ભરવાનાં ધાતુ કે માટીનાં વાસણ સ્વચ્છ રાખવાં. માટીના ગોળા ગોળીઓને રોજ સ્હવારમાં વીછળી નાખી, ચોખ્ખાં કર્યાં પછી જ તેમાં તે દહાડે પીવાનું પાણી ભરવું. તેમ ધાતુનાં બહેડાંને છાશ, કે ખટાઇથી માંજી સ્વચ્છ રાખવાં. ફક્ત તેમને બહારથી ચળકતાં રાખવાથી ધારેલી મતલબ પાર પડતી નથી. કેમકે પાણી તો તેની અંદરના ભાગમાં રહેવાનું છે માટે બહાર કરતાં અંદરનો ભાગ વધારે સ્વચ્છ હોવો જોઇએ, તેની સાથે પાણી પીવા માટે વપરાતા લોટા, લોટીઓ, આપખોરા, (બટેરા) અને પ્યાલા પણ તેટલી જ કાળજીથી ચોખ્ખા રાખવાં.

ન્હાવા માટે ગરમ પાણી કરવાના દેવડા (દોવડા) કે, માટીના ઊનામણા પણ રોજ માંજીને સ્વચ્છ રાખવાં. તેમ જ રોજ વાપરવા માટે પાણી ભરી મૂકવાની ચૂનાથી છોએલી ઘડીઓ, કે તેવી ધાતુની કોઠીઓ પણ ચોખ્ખી રાખવાની જરૂર છે તેમ તેની ઉપર હંમેશાં ઢાંકણાં ઢાંકી રાખવાં, કે જેથી તેની અંદર કંસારી, કે તેવાં જંતુ પડી કોહી જાય નહિ. વળી ન્હાવાનું પાણી ભરવાનાં તપેલાં કે તાંબાકુંડીઓ પણ સ્વચ્છ ન રાખી હોય તો કાટ ચઢી જઈ ખરાબ દેખાય છે.

## હવા

હવા ઘણી ચોકૂખી જોઇયે. ઘરમાં તેનો વધારે પ્રવેશ થાય તેટલા માટે માળાવાળા ઘરમાં સામસામે બારીઓ અને જાળીઓ રાખવી જોઇયે. વગર માળવાળા ઘરને પણ આવી જાળીઓ મૂકાવી હોય તો ઠીક. ઘણાં જૂનાં ઘરને આવી બારીઓ જાળીઓ બહુ હોતી નથી. કેમકે તેવા વખતમાં ધાડ અને ચોરનો ભો વધારે હતો, હવે તો ભો રહ્યો નથી, ને ન્યાયી ઇંગ્રેજી રાજ્યમાં વાઘ ને બકરી એક ઓવારે પાસે પાસે રહી પાણી પીએ છે, તેમ સબળા માણસ, નબળાને મારી શકતા નથી, એટલું જ નહિ, પણ અપશબ્દ કહેવામાંએ ગુનો બને છે. માટે હવે તેવાં જૂનાં ઘરને બારીઓ જાળીઓ મૂકાવવાને બીલકુલ હરકત નથી. તો પછી ચોકૂખી હવા મેળવવામાટે શા માટે તે મૂકાવવાં ન જોઇએ? વળી આવી બારીઓ દિવસમાં ઘણીવાર ઉઘાડી રાખવાની જરૂર છે. જો તેમ ન કરવામાં આવે તો તેના પાછળ ખર્ચેલા પૈસા નકામા જાય. રાતે ચોર અખારનો ભો જ્યાં ન હોય, ત્યાં રાતે પણ ગરમીના દહાડામાં એકાદ બારી ઉઘાડી રાખવાને કશી હરકત નથી. સવડ હોય તો ભોંયતળીયાવાળા ઘરને પાછલા ભાગે બીજું બારણું મૂકવાની ખાસ જરૂર છે. આથી ચોકૂખી હવા સાથે સૂર્યના પ્રકાશનો પણ લાભ મળશે. જે ઘરમાં સૂર્યનો પ્રકાશ મન માન્યો આવતો નથી ને બારે દહાડા અંધારું રહે છે, ત્યાં રહેનારાં માણસની તંદુરસ્તી સારી રહેતી નથી. કેમકે ત્યાં પડેલું પાણી ઝટ સુકાઈ જતું ન હોવાથી ભેજ થઈ હવા બગડે છે, એટલું જ નહિ પણ અંધારામાં ઝેરી જાનવરોને તેમ ઉંદર કોળ વગેરેને ભરાઈ રહેવાને ઠીક પડે છે. અંધારામાં તેવા એકાદ જનાવર ઉપર પગ પડતાં તરત તે ડંખ મારે છે તેથી માણસને ઘણું દુઃખ સહેતું પડે છે, ને કોઈ વખત તેમાં સાપના ભોગ થઈ પડતાં દેહાન્ત પણ થાય છે.

માંદાં માણસને તેમ સુવાવડી સ્ત્રીઓને આવા અંધારાવાળા ઓરડામાં ગોંધી રાખવાનો ચાલ છે, આથી તેઓ ઝટ સાજાં થઈ શકતાં નથી. ઘણાં માણસોનું એમ માનવું છે, કે માંદાં માણસને વધારે પવન જોઇએ નહિ. તેમ સમજી અંધારા ઓરડામાં પણ બીજી પડદા બાંધી વધારે અંધારું કરે

છે. સુવાવડી સ્ત્રીનું મ્હોં ન જોવાય, ને જોયાથી પાપ લાગે, તેવી સમજથી પણ તેના ખાટલા પાસે પડદા બંધાય છે, આથી તેવી સ્ત્રીઓને ચોક્ખી હવાનો તેમ સૂર્યના અજવાળાનો જરા પણ લાભ મળતો નથી. તેથી તેમના અને તેમના બાળકના ચહેરા ફિક્કા પડી જાય છે. માંદાં માણસને કે તેવી સ્ત્રીઓને જોઇયે તે કરતાં વધારે પવન નુકશાન કરતો હશે તેમ ધારી આ પ્રમાણે થતું હોય તો તેને બદલે તેમની ઉપર સીધો પવન ન આવે તેવી રીતે બારીઓ ને જાળીઓ ખુલ્લી રાખવા હરકત નથી. જો હરકત હોત તો મુંબઇમાં ગિરગામના નાકે બંધાવેલા નવા સુવાવડખાનાના મકાનમાં તેવી રીતની સવડ કરવામાં આવત નહિ.*

## કસરત

શરીરને તંદુરસ્ત રાખવાને ચોથી બાબત એટલે કસરતની વિશેષ જરૂર છે, માટે જો તે ન કરવામાં આવે તો શરીર દહાડે દહાડે અશક્ત થતું જઈ કામ કરવાને લાયક રહે નહિ. કસરતથી શરીર હલકું પડી વધારે ખોરાક લેવાય છે. (૨ એક શહેરી કરતાં એક ગામડીયાનો ખોરાક વધારે હોય છે તેનું કારણ તેની કસરત જ છે.) તેમ જ તેમ કરતાં ફેફસાંના ચલનવલનમાં વધારો થવાથી લોહી સ્વચ્છ થાય છે. એક આળસુ માણસ કરતાં એક ઉદ્યોગી માણસનો રોજનો ખોરાક વધારે હોવાનું કારણ પણ તેની શારીરિક કામ કરવાની શકિત જ છે, માટે આળસુ માણસ પણ પત્થાં પત્થાં ન ખાતાં શારીરિક કામ કરવાની ટેવ રાખે તો તેના રોજના ખોરાકમાં પણ વધારો થયા વિના રહે નહિ. વળી વધારે કામ કરવાથી વધારે ખોરાક લેતાં તેના લોહીમાં વધારો થઇને ચોક્ખું થાય, એ દેખીતું છે. પંદર શેર તલની ઘાણી કરાવતાં જેટલું તેલ નીકળે, તેના કરતાં મણ તલની ઘાણી કરાવતાં વધારે તેલ નીકળે, એ વાત એક સાધારણ અક્કલનો માણસ પણ સમજી શકે તેવી છે. આ વાત શહેરના શેઠીઆ અને તેમના મુનિમો, તેમ કચેરીમાં ગાદી તકીએ બેસી કામ કરનારા કારકુનો, કે ખુરસીપર બેસી કામ કરનારા નોક-

* સુવાવડવિષે લંબાણથી લખતાં એટલું બધું લખવાનું છે, કે તે જો લખવામાં આવે તો તેનું આખું એક પ્રકરણ ભરાય. તેથી આ ન્હાના લેખમાં લખ્યું નથી.

શેમાંથી ઘણાકના જાણવામાં હોતી નથી, અથવા હોય છે તો, તેમની બેકાળજી અને આળસને લીધે તેમ વર્તતા નથી. તેઓ આ માઠી ટેવના એવા ગુલામ થઈ ગયેલા હોય છે, કે તેમનાથી છૂટી શકાતું નથી. તેથી આખો દહાડો પલાંઠી વાળી બેસીને લખવાનું કામ કરવાથી તેમનાં આંતરડાંની ગતિ ધીમી પડી જઈ, પાચન કરનાર રસ બરોબર તૈયાર થતો નથી. ને તેથી જ મળની જોઇયે તેવી શુદ્ધિ થતી નથી. અને તેથી જ તેમને બંધકોશનો રોગ લાગુ પડી રોજ માથું દુખ્યા કરે છે ને તેથીજ જાજરા જેવા દુર્ગંધીવાળા સ્થાનમાં તેમને બહુવાર સૂધી બેસી રહેવું પડે છે; અથવા ત્યાં બીડી પીવાની માઠી ટેવ પડે છે. બીડી પીતાં શ્વાસને ખેંચવો પડે છે, તેથી તેની સાથે જાજરાની અંદરનાં મલિન રજકણ મ્હોંવાટે પેટમાં જઈ, અનેક વ્યાધિ ઉત્પન્ન થાય છે. કેટલીકવાર તેવાં માણસના પેટમાં મળના ગઠ્ઠા બાઝી જઈ તેને કોહવાણ લાગવા માંડે છે, ને તે અંદર ને અંદર કોહી જઈ કેટલીકવાર પેટ ફુલી ચુંકનો અસહ્ય રોગ લાગુ થાય છે. રુધિર બગડે છે. મજ્જાતંતુ અશકત થવા માંડે છે, લોહીમાં સાકરીયો પદાર્થ મોકલવાની ક્રિયા જોઇએ તેવી બરાબર થતી નથી, તેથી કેટલીકવાર તેવા માણસને મધુ પ્રમેહ (ડાયાબીટિઝ) વગેરે રોગ પેદા થાય છે. આથી આવા શેઠીઆ તેમજ ગાદીપર બેસી કામ કરનારા કારકુનોને કસરત કરવાની ઘણી જ જરૂર છે. માટે તેમણે સવાર સાંજ બહાર પગે ચાલીને ફરવા જવાની ટેવ રાખવી. તેમ જ ઘરમાં, કે દુકાનમાં કેટલાંક શારીરિક કામ જાતે કરવાં, કે જેથી શરીરના સાંધા અને માંસના લોચા પલોટાઈ મજબૂત થાય.

## નિદ્રા

માણસને તેમ દરેક ન્હાના મ્હોટા પ્રાણીને ઊંઘવાની જરૂર છે. તેથી દિવસે લીધેલી મહેનતનો થાક ઉતરી જાય છે. તેમ જ દિવસે પેટને માટે કરવાના ધંધામાં થયેલા અનેક વિચારોથી થાકેલા મગજને આરામ મળવાથી તે બીજે દહાડે તેવા વિચાર કરવાને તૈયાર બને છે. કેટલા કલાક ઊંઘવું, તેમ રાતે કેટલા વાગ્યાથી કેટલા વાગ્યા સૂધી ઊંઘવું તેનું પણ નક્કી કરેલું હોવું જોઇયે. આ વિષે આર્ય વૈદકમાં કહ્યું છે કે:—

अकालेऽपि प्रसंगाच्च न च निद्रा निर्षेविता
सुखायुषी पराकुर्यात्कालरात्रिरिवापरा

સર્વે વેળા નિદ્રા, તથા અલ્પ નિદ્રા એ આયુષ્ય તથા આરોગ્યને બીજી કાળરાત્રિની પેઠે હાનિ કરે છે.

વળી કલાકોના કલાકો સૂધી ઊંઘવાથી મજ્જાતંતુ સુસ્ત થઈ જઈ પાચનશક્તિ મંદ પડતી જાય છે. આપણામાં કહેવત છે કે, "આહાર ને નિદ્રા વધાર્યાં વધે ને ઘટાડ્યાં ઘટે" તે વાત ખોટી નથી. માટે આરોગ્ય શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે ઊંઘવાનો વખત નક્કી કરવાની જરૂર છે.

ઊંઘમાં કોઈ જાતની ખલેલ પડવાથી શારીરિક તેમ જ માનસિક ક્ષિણતા ઉત્પન્ન થાય છે.

## રોજ સવારમાં શું પીવું

પ્રાચીન પ્રખ્યાત વૈદકના ગ્રંથોના રચનાર વાગભટના મત પ્રમાણે રોજ સવારમાં દાતણ કર્યા પછી ચોક્ખું ઘી, અથવા ચોક્ખું ભેગ વગરનું મધ;* અથવા ભેગ વગરનું દૂધ આ ત્રણમાંથી એક કે બે અથવા એ ત્રણેનું મિશ્રણ, અથવા દરેક પીવાથી શરીર નિરોગી અને બળવાન્ થાય છે, તેની સાથે આયુષ્યમાં પણ વધારો થાય છે, તેનાથી ઉલટું સવારમાં ગરમાગરમ ચહા પીવાથી ક્ષુધાનો નાશ થતો જાય છે. દિવસમાં પાંચ પાંચ છ છ વખત ચહા પીનારાનો ખોરાક છેક અલ્પ હોય છે, તેમ તેમનાથી શારીરિક બળનાં કામ ઉમંગભેર થઈ શકતાં નથી, આવાં નિર્માલ્ય મનુષ્યો તેમના કુટુમ્બને તેમ દેશને એક બોજારૂપ થઈ પડે છે. નથી તેઓથી પોતાની જાતનું કામ કરાતું કે નથી અન્ય સ્નેહી, કે સગાં સંબંધીનું કામ કરાતું, આ કેવી ખરાબ ટેવ? કેટલાક સમજુ માણસો ચહાનું આવું માઠું પરિણામ જાણતાં હોય છે, તેમ છતાં તેમનાથી આ ખરાબ ટેવ છોડી શકાતી નથી, પણ તેમાં એમના મનોબળની ન્યૂનતા સમજવી. મન જે ધારે તે કરે છે, તો આ ટેવ છોડવામાટે મન દૃઢ રાખી વર્તે તો પછી શી હરકત છે? શું અફીણની પેઠે ચહા નહિ પીધાથી મરી જવાય છે? ના, કદી નહિ. સહેજ બે દહાડા માથું દુઃખી પછી કાંઈ થતું નથી. કેટલાક અક્કલના બારદાન માણસ

---

* મધ ચોકખું છે કે નહિ તેની પરીક્ષા કરવા તેનો દીવો કરીને સળગાવવો. ચોકખું હશે તો જ બળશે.

પોતાનાં કુળમાં બાળકોને પણ ન્હાનપણથી જ આ કુટેવ પાડે છે. આથી તેવાં બાળકો બિચારાં ચહાના વખતની રાહ જોતાં બેસે છે, ને તેનો વખત થઈ ગયો હોય તો ત્હેના માટે વારંવાર માગણું કરે છે. "ચહા માટે પોહ ફાટતાં મ્હોં ફાટતું" એવું જે એક લેખકે લખ્યું છે તે જરાએ ખોટું, કે અતિશયોક્તિવાળું નથી.

## બીડી પીવાથી દૂર રહો

કેમકે તમાકુ પીવાથી ગળામાં ગાંઠો થાય છે, ને તેમાંથી કેટલીકવાર કફ પડે છે, ખાંસી થાય છે, છાતી ધડકવા માંડે છે, ચક્કર (ફેર) આવે છે, મગજના તંતુ અશક્ત થઈ જઈ મંદ પડતા જાય છે, તેમ જ જઠરના રસમાં લવણામ્લ વધે છે અને તેથી કોઈ કોઈ વાર છાતીમાં લાહ્ય બળે છે, તેમ જ તમાકુ ઘણી ઝેરી વસ્તુ* હોવાથી ત્હેનો ધુમાડો આંખોમાં જતાં આંખોનું તેજ કમી થતું જાય છે. વારંવાર થુંકવું પડે છે, કેમકે તમાકુથી થુંક થુંક કરતાં થુંકના પીંડનો ક્ષોભ થઈ તેમાંથી વધારે થુંક ઉત્પન્ન થાય છે. જેથી વારંવાર નકામું થુંકી નાખવાથી પાચનક્રિયાને અડચણ આવે છે.

આ સિવાય કોઈ કોઈ વાર બીડીનો ગલ પડવાથી પહેરેલાં કપડાં સળગે છે, તેમ જ સુવાનાં બીછાનાં પણ સળગી ઉઠે છે.

હુક્કો અને ચલમ ફુંકવાથી પણ ઉપરના જેટલા જ ગેરફાયદા છે. ન્હાનાં બાળકો, બહુધા માબાપ અને મહેતાજીનું વધારે અનુકરણ કરે છે. તેથી માબાપે તેમ જ કેળવણી ખાતાના શિક્ષકોએ પોતાની જાતના લાભ માટે તેમ જ પોતાને સોંપાયલાં આવાં કુમળી વયનાં નાદાન બાળકોના હિતને માટે આવું કોઈ પણ જાતનું વ્યસન રાખવું નહિ. ગુજરાતના દક્ષિણ ભાગના ઘણાક શિક્ષકો બીડી પીએ છે, તેમના કરતાં ઉત્તર અને પશ્ચિમ પૂર્વ ભાગમાં આ ટેવ થોડાને પડેલી જણાય છે. સ્કુલમાં બીડી પીવી, છોકરાં પાસે પાન તમાકુ મંગાવવી, તેમ ટેબલ, નકશાની પેટી, કે કબાટમાં પાન તમાકુ રાખવાં, એ

---

* એવું કહેવાય છે, કે હુક્કામાં વાપરેલી તંબાકુનો બળી ગયેલો ભાગ સાપના મોંમાં જાય છે તો તે મરી જાય છે. એ ખરું હોય તો ઝેરી સાપના ઝેર કરતાં એ તંબાકુનું ઝેર વિશેષ હોવું જોઇએ.

કેળવણી ખાતાના ઠરાવથી ઉલટું છે. તેમ જ ઘેર બીડી પીવી એ પણ ઠીક નથી, કારણ કે શિક્ષકોનાં ઘર કાંઈ જંગલમાં નહિ, પણ વસ્તીમાં હોય છે. બાળકોને માબાપ કરતાં કંઈક ઉતરતે દરજ્જે શિક્ષકોના વર્તનની અસર વધારે થતી હોવાથી આ સ્થળે જે બે શબ્દ લખવા પડ્યા છે ત્હેના માટે તેઓ દરગુજર કરશે. બીડી, ચલમ અને હુક્કો પીવાથી પૈસાની પણ બરબાદી થાય છે, તે વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે.

## તમાકુ સુંઘવાથી થતાં નુકશાન

વારંવાર તમાકુ સુંઘી નાક લુછવાથી (જો પાસે ખીસામાં નાક લૂછવાનો રુમાલ ન હોય તો) કપડાંને ડાઘ પડે છે, ને તેથી તે ચિત્રવિચિત્ર દેખાય છે, કેટલીકવાર તંબાકુમાં ખારો, કે કાળાં મરી જેવી વસ્તુઓનું મિશ્રણ કરવાથી નાકમાં લાહ્ય બળે છે, તેમ મગજના તંતુઓને નુકશાન થાય છે. તેમ જ નાકમાંથી તમાકુ મિશ્રિત પાણી ગળવા માંડે છે, તેથી પણ કપડાં બગડી પાસે બેઠેલા માણસને સુગ ચઢે છે, તમાકુની ડાબલી ન્હાની હોવાથી ઘણીવાર ખોવાય છે, ત્હેને શોધવા માટે મહેનત કરવી પડે છે, ને તેટલો વખત નકામો જાય છે, કેટલીકવાર આવી વખતે બીજા સુંઘનારા માણસ પાસે તેનું માગણું કરવું પડે છે, કહેવત છે કે,–આવડે નહિ ભીખ; તો તમાકુ સુંઘતાં શીખ, તે ખોટું નથી. તંબાકુનાં રજકણ મગજમાં જઈ છાંડ બંધાયાની વાત જો ખરી હોય તો તેથી પણ નુકશાન છે. તમાકુ સુંઘતી વખતે ત્હેનાં રજકણ ઉડી આંખમાં જવાથી આંખને નુકશાન થાય છે. તમાકુ માટે ખર્ચેલા પૈસા કરતાં લાભ થોડો હોવાથી તે પણ નુકશાનના જેવું છે. બહુ દિવસના ટેવાઈ ગયેલા માણસથી આ વ્યસન મૂકાતું નથી, તેનું કારણ તેવા માણસનો મનોનિગ્રહ કમતી સમજવો. ખરા–દૃઢ–મનથી ધારે તો આ વ્યસન પણ છૂટી શકે છે. વીશ પચ્ચીશ વરસથી સુંઘનારા માણસોમાંથી કેટલાકે તે છોડી દીધાનું જાણવામાં છે. એકવાર જેનું મનમાંથી ચિન્તવન કાઢી નાખ્યું તેનું ફરી ચિન્તવન થતાં વાર લાગે છે.

## ધાતુનું રક્ષણ કરો

સંસ્કૃત યોગરત્નાકર નામના ગ્રંથમાં જણાવેલું છે, કે—

अग्निमूलं बलं पुंसां रेतोमूलं च जीवितम् ।
तस्मात्सर्वप्रयत्नेन वह्निं शुक्रं च रक्षयेत् ॥

એટલે માણસ જે કાંઈ ખાય પીયે છે, તે અન્ન ઉપર જ્યારે કેટલાક સંસ્કાર થાય છે ત્યારે ત્હેમાંથી રક્ત, માંસ વગેરે સપ્ત ધાતુ તૈયાર થાય છે, એવી રીતે વીર્ય બનવામાં અન્ન ઉપર અસંખ્ય સંસ્કાર થાય છે, આવી રીતે તૈયાર થયેલા વીર્યનું રક્ષણ ન કરતાં પશુવત્ ઇંદ્રિયસુખ માટે વારંવાર વિહાર કરવાથી શરીર ક્ષીણ થતું જાય છે, ને તે જ કારણથી તેનો વહેલો નાશ થાય છે. દેહનો રાજા જે ધાતુ, તેનો આવી રીતે નાશ થવાથી શરીરમાં અનેક પ્રકારના રોગ ઉત્પન્ન થઈ શરીર રોગનું હંમેશનું રહેઠાણ બની માણસ દુ:ખથી અત્યંત પીડાય છે. ધાતુ એ શરીરનો રાજા છે, તે નાશ પામતાં રાજા વિના જેમ ખુન, ધાડ, ચોરીઓ વગેરે થાય છે, તેમ શરીરમાં નબળાઈ પેસતાં ન્હાના પ્રકારનાં રોગ ઉત્પન્ન થાય તેમાં શી નવાઈ છે. માટે અતિ વિહારનાં માઠાં પરિણામ ચક્ષુ આગળ ખડાં કરી રોજ તેના માટે વારંવાર વિચાર કરવાનો છે, એટલે છતી આંખે કામાંધ જે આંધળો કહેવાય છે, તે કહેવડાવવા વખત આવશે જ નહિ.

વળી ધાતુક્ષય થતાં ઉત્સાહ મંદ પડે છે, હિમ્મતનો નાશ થાય છે, કામ કરવાનો કંટાળો આવે છે, કામ કરતાં થાકી જઈ હાંફ ચઢે છે, મન આનંદમાં રહેતું નથી, અન્ન પાચન થઈ શકતું નથી, પોતાનું કામ કરવા માટે શરીરમાં શક્તિ રહેતી નથી, તો પછી પારકું કામ તો થાય જ શાનું. કોઇનું બોલવું સાંભળવું ગમતું નથી, તેમ સ્ત્રી ગમતી નથી. એટલે આવા માણસો જીવતે મુવા જેવા થાય છે.

કામદેવનું બીજું નામ સ્મર છે, ને સ્મરનો બીજો એક અર્થ યાદ કરવું થાય છે, એટલે વારંવાર યાદ કરવાથી કામદેવ જાગૃત થાય છે. કાચી ઉમ્મરે બનાવટી નૉવેલો વાંચી મન તે પ્રમાણે કરવા દોરાય છે, ને તે પ્રમાણે વર્તાય છે. આવી રીતે કવખતની કામચેષ્ટાથી શરીરને નુકશાન થાય છે, ને તેથી દિનપ્રતિદિન પ્રજા ક્ષીણ થતી જાય છે, ને મોતને શરણ થાય છે. કાનડા, જાપાન, અને જર્મની કરતાં આપણા દેશમાં બાળકનાં મરણની સંખ્યાનું પ્રમાણ વધારે આવે છે, તેનું એક કારણ એ પણ છે, કે તે સ્ત્રી પુરુષની કાચી ઉમ્મરના સંયોગથી પેદા થયેલાં હોય છે. કાચી કેરીનો ગોટલો વાવ્યાથી આંબો

ઉગતો નથી, ને ભોગ જોગે ઉગે છે, તો તે વધીને વૃક્ષ બનતું નથી. આવી રીતે લાયક ઉમ્મરમાં આવતાં પહેલાં વિહારથી માઠાં પરિણામ જોવામાં આવે છે. વિલાસ વધતો જાય છે, ને વાડી ને ગાડી સાથે લાડી પણ યાદ આવે છે. લોકો આ પ્રમાણે પોતાને હાથે આવા પ્રસંગોને લાવે છે, છતાં તે બધાનો દોષ કલિયુગને માથે ચઢાવે છે, પણ સત્ય વાત તો એ છે, કે લોકોએ પોતાને હાથે જ કલિયુગને બોલાવ્યો છે. જ્યાં પ્રાચીન ધર્મો, ને પ્રાચીન સંસારના ધારાઓ પ્રચલિત છે ત્યાં કલિયુગનો પ્રવેશ થઈ શકતો નથી.

પેલા પ્રાચીન અમોઘ વીર્યવાન્ રાજાઓ અને ઋષિ મુનિઓ હાલની આપણી રહેણી કરણી જોઈ સ્વર્ગમાં દિલગીર થતા હશે? થાય તેમાં શી નવાઈ! ભૃગુ ઋષિના ભાર્ગવો અને ગૌતમ ઋષિના ગૌતમી ગોત્રના બ્રાહ્મણોની દશા મૂળ પુરુષના લાખમે હીસ્સે પણ હાલ આજે રહી નથી! આજે તો બાર તેર વરસની બાલકીને સીમંત આવેલું જોઈ તેની મા અને સાસુના હરખનો પાર રહેતો નથી! તેમ સસરાજી પુત્રના આવા પરાક્રમથી મૂછમાં હસતા જણાય છે!! પણ બેટાનું ભાવી શું થવાનું છે તેનો તેમના મનમાં લેશ માત્ર પણ ખ્યાલ આવતો નથી! દશા દેશની? જ્યાં આવાં માણસ હોય ત્યાં દેશોદ્ધારની વાતો તે ચકલા ચકલીની વાતો જેવી મિથ્યા જાણવી!

જો વાંચનાર બંધુને શરીરે દૃઢ રહેવું હોય, તો પહેલે પાયે ધાતુનું રક્ષણ કરવા પ્રાર્થના છે, ને તેમ કરશો તો જ બીજી બધી જાતનાં કામ તેનાથી થઈ શકશે. એક ખેડુત, પોતાના હાથે ઉછેરેલા એક વાછરડાને પણ ચાર દાંતે પુરાયા વિના હળે જોડતો નથી, ને કહે છે, કે જોડું તો તેનું થતું શરીર તૂટી જાય, પણ તે પોતાના એક અને તેના જેવા અન્ય માણસો ચૌદ પંદર વરસના દીકરાની આ કામમાં જોઇએ તેવી સંભાળ રાખતા નથી. એ શું ઓછું શોચનીય છે? શું પચાશ સાઠ રૂપીઆની કીમ્મતના વાછરડા કરતાં જેની કીમ્મત થઈ શકે જ નહિ, એવા એક છોકરાની કીમ્મત ઓછી અકાઈ(?) કે તેને આવી કાચી ઉમ્મરે સંસારમાં જોડવા પ્રવૃત્ત થાય છે? પશુ કરતાંએ હાલના છોકરાની કીમ્મત ઓછી અંકાય છે, ત્યાં દેશોન્નતિના પ્રશ્નની વાત શી રહી? આવી નિર્માલ્ય પ્રજા દેશનું દારિદ્રય ફીટાડશે તેવી આશા રાખવી એ આકાશકુસુમવત્ છે.

આ ન્હાના લેખમાં આરોગ્યવિદ્યા જેવા ગહન વિષયની સંપૂર્ણ હકીકત ન જ આવે એ દેખીતું છે, પણ તેમાં આપેલી હકીકત ઉપર જરા પણ ધ્યાન અપાશે તો તેટલો પણ ફાયદો છે. તેમ છતાં આરોગ્યતા બગડે તો આ પુસ્તકમાં જે જે દવાઓ આપેલી છે, તેમાંની પોતાની શરીર પ્રકૃતિને જે જે અનુકૂળ આવે તે તે કરવા માટે વિનંતિ છે.

૧૯૭૪
પ્રબોધિની એકાદશી } છગનલાલ વિદ્યારામ રાવળ

# અનુક્રમણિકા




| સંખ્યા | રોગનું નામ | ઉપાય સંખ્યા | પૃષ્ઠાંક |
|---|---|---|---|
| ૧ | અતિસાર ... ... ... ... | ૧૨ | ૧ |
| ૨ | અવાળાનું ફુલવું ... ... ... ... | ૧ | ૨ |
| ૩ | અજીર્ણ ... ... ... ... | ૪ | ૨ |
| ૪ | અશ્વ ચોળી (ઘોડા ચોળી) કરવાની રીત અને ઉપયોગ ... ... ... ... | ૮ | ૩ |
| ૫ | અફીણનો ઉતાર ... ... ... ... | ૧ | ૪ |
| ૬ | આગરુની ગોળીઓ કરવાની રીત ... ... | ૨ | ૪ |
| ૭ | આતસ–ગરમી–ની દવા ... ... ... | ૧ | ૫ |
| ૮ | આધાશીપી, અર્ધાવ ભેદક, સૂર્યાવર્ત ... ... | ૬ | ૫ |
| ૯ | આમવા ... ... ... ... | ૧ | ૬ |
| ૧૦ | આફ્ણ ... ... ... ... ... | ૧ | ૬ |
| ૧૧ | આકડાના દૂધના ઝેરનો ઉપાય ... ... ... | ૧ | ૬ |
| ૧૨ | આનન્દ ભૈરવની ગોળીઓ કરવાની રીત ... | ૧ | ૬ |
| ૧૩ | આંમળ ... ... ... ... | ૧ | ૬ |
| ૧૪ | આંબળાંની ગોળીઓ ... ... ... | ૧ | ૬ |
| ૧૫ | આંખનાં દરદો પરની દવાઓ ... ... | ૪૪ | ૬ |
| ૧૬ | ઓછાડ ઉપરનો મલમ ... ... ... | ૧ | ૧૩ |
| ૧૭ | અંતરગળ ... ... ... ... | ૧૨ | ૧૪ |
| ૧૮ | અંબ–મરડા–ની દવા ... ... ... | ૬ | ૧૫ |
| ૧૯ | ઊબકાની દવા ... ... ... ... | ૨ | ૧૬ |
| ૨૦ | માથે ઉંદરી થાય છે તેના ઉપાય ... ... | ૨ | ૧૭ |
| ૨૧ | ઊનવા ... ... ... ... ... | ૪ | ૧૭ |
| ૨૨ | ઉંઘમાં પેસાબ થતો હોય ... ... ... | ૨ | ૧૭ |
| ૨૩ | ઉધરસ... ... ... ... ... | ૧ | ૧૮ |
| ૨૪ | ઝેરી ઉંદર કરડે ત્હેનો ઉપાય ... ... | ૧ | ૧૮ |
| ૨૫ | ઉલટી–વામીટ–નો ઉપાય ... ... ... | ૧૩ | ૧૮ |

| સંખ્યા | રોગનું નામ | ઉપાય સંખ્યા | પૃષ્ઠાંક |
|---|---|---|---|
| ૨૬ | કમળાના ઉપાય ... ... ... ... | ૧૩ | ૨૦ |
| ૨૭ | શરીરે કરોળિયા થાય છે ત્હેના ઉપાય ... | ૫ | ૨૧ |
| ૨૮ | કફ ... ... ... ... ... | ૧ | ૨૧ |
| ૨૯ | કપૂર બનાવવાની રીત ... ... ... | ૧ | ૨૨ |
| ૩૦ | કડવી દૂધીને મીઠી કરવાની રીત ... ... | ૧ | ૨૨ |
| ૩૧ | કલઈ મારવાની રીત ને ઉપયોગ ... ... | ૧૬ | ૨૨ |
| ૩૨ | કૃમિયાના ઉપાય... ... ... ... | ૧૨ | ૨૪ |
| ૩૩ | કાનનાં દર્દો ... ... ... ... | ૨૦ | ૨૬ |
| ૩૪ | કડવાં કારેલાને મીઠાં કરવાની રીત ... ... | ૧ | ૨૮ |
| ૩૫ | શરીરની કાન્તિ વધારવાનો ઉપાય ... ... | ૧ | ૨૮ |
| ૩૬ | માથાના કેસ–નીમાળા–ના ઉપાય ... ... | ૩ | ૨૮ |
| ૩૭ | કોલેરાના ઉપાય ... ... ... ... | ૨ | ૨૯ |
| ૩૮ | કોળા પાક ... ... ... ... | ૧ | ૨૯ |
| ૩૯ | ધોળા કોળાના ગર્ભની છાશ કરવાની રીત ... | ૧ | ૨૯ |
| ૪૦ | છોકરાના માથામાં કોહ થયાનો ઉપાય... ... | ૧ | ૨૯ |
| ૪૧ | કોઢ ... ... ... ... ... | ૩ | ૨૯ |
| ૪૨ | કંઠ–સુર–ઉઘડવાની દવા ... ... ... | ૧ | ૩૦ |
| ૪૩ | કંઠમાળ... ... ... ... ... | ૪ | ૩૦ |
| ૪૪ | કામદેવ એટલે ધાતુ વધવાના ઉપાય ... ... | ૫૦ | ૩૧ |
| ૪૫ | કામ અથવા ધાતુ સ્તંભન થવાના ઉપાય ... | ૨૫ | ૪૧ |
| ૪૬ | ખસની દવાઓ ... ... ... ... | ૯ | ૪૫ |
| ૪૭ | ખરજવું... ... ... ... ... | ૬ | ૪૭ |
| ૪૮ | ખીલી–(અંગુઠે નીકળે છે) ત્હેનો ઉપાય ... | ૧ | ૪૮ |
| ૪૯ | ગાલે ખીલ થયાની દવા ... ... .. | ૧ | ૪૮ |
| ૫૦ | ખાપરીયું શુદ્ધ કરવાની રીત... ... ... | ૧ | ૪૮ |
| ૫૧ | શરીરે ખાલીઓ ચઢતી હોય... ... ... | ૧ | ૪૮ |
| ૫૨ | ખોરાક વિષે થોડીક હકીકત... ... ... | ૧૪ | ૪૮ |
| ૫૩ | ખાંસી (ઉધરસ) ના ઉપાય... ... ... | ૨ | ૪૯ |
| ૫૪ | ગરમીના ઉપાય ... ... ... ... | ૫ | ૪૯ |
| ૫૫ | ગળાના રોગ ... ... ... ... | ૩ | ૫૦ |

| સંખ્યા | રોગનું નામ | ઉપાય સંખ્યા | પૃષ્ઠાંક |
|---|---|---|---|
| ૫૬ | ગુંમડાંના ઉપાય ... ... ... ... | ૬ | ૫૦ |
| ૫૭ | ગુગળને શુદ્ધ કરવાની રીત ... ... ... | ૧ | ૫૧ |
| ૫૮ | પેટમાં ગાંઠ થઈ હોય ... ... ... | ૨ | ૫૧ |
| ૫૯ | પેટમાં ગોળો ચઢયો હોય ... ... ... | ૭ | ૫૨ |
| ૬૦ | ગજવેલ મારવાની રીત ... ... ... | ૧ | ૫૩ |
| ૬૧ | સ્ત્રીનો ગર્ભ સ્તંભી રહે તેવો ઉપાય ... ... | ૪ | ૫૩ |
| ૬૨ | ઘા રુઝવવાની દવા ... ... ... | ૧ | ૫૪ |
| ૬૩ | જૂદી જૂદી જાતનાં ચૂર્ણ બનાવવાની રીત ... | ૧૩ | ૫૪ |
| ૬૪ | ચુંકના ઉપાય ... ... ... ... | ૧૧ | ૫૬ |
| ૬૫ | ચાંદાંની દવા ... ... ... ... | ૬ | ૫૭ |
| ૬૬ | છાતીનાં દર્દ ... ... ... ... | ૧ | ૫૮ |
| ૬૭ | છાશનું દહીં કરવાની રીત ... ... ... | ૧ | ૫૮ |
| ૬૮ | જુલાબ... ... ... ... ... | ૯ | ૫૮ |
| ૬૯ | જલંદરના ઉપાય ... ... ... ... | ૫ | ૬૦ |
| ૭૦ | ઢોર, કે માણસને જીવ પડ્યાનો ઉપાય ... | ૧ | ૬૦ |
| ૭૧ | ઝામરની દવા ... ... ... ... | ૧ | ૬૦ |
| ૭૨ | ઝાડો બંધ કરવાના ઉપાય ... ... ... | ૧૫ | ૬૦ |
| ૭૩ | ટાંકીના ઉપાય ... ... ... ... | ૬ | ૬૨ |
| ૭૪ | ઠાંસાની દવા ... ... ... ... | ૧૨ | ૬૪ |
| ૭૫ | તાવના ઉપાય (ત્રિદોષ સાથે) ... ... | ૨૫ | ૬૬ |
| ૭૬ | તજા (ત્વચા) ગરમી ... ... ... | ૨ | ૭૧ |
| ૭૭ | તાંબુ મારવાની ક્રિયા, ને તેના ફાયદા ... ... | ૨ | ૭૧ |
| ૭૮ | દરાજ (ધાધર)ના ઉપાય ... ... ... | ૨૪ | ૭૩ |
| ૭૯ | દમની દવા ... ... ... ... | ૬ | ૭૬ |
| ૮૦ | દાંતનાં દર્દો ... ... ... ... | ૧૦ | ૭૭ |
| ૮૧ | દાઢના ઉપાય ... ... ... ... | ૪ | ૭૮ |
| ૮૨ | દૂધનું તરત માખણ તથા ઘી કરવાની યુક્તિ ... | ૧ | ૭૮ |
| ૮૩ | દાઝવું-બળવું ... ... ... ... | ૩ | ૭૯ |
| ૮૪ | ધાત જતી હોય તે બંધ કરવાના ઉપાય ... | ૧૧ | ૭૯ |
| ૮૫ | ધનુર્વા ... ... ... ... ... | ૧ | ૮૧ |

| સંખ્યા | રોગનું નામ | ઉપાય સંખ્યા | પૃષ્ઠાંક |
|---|---|---|---|
| ૮૬ | નપુંસકપણું મટાડવાના ઈલાજ ... ... | ૬ | ૮૧ |
| ૮૭ | નસ્કોરી ફુટી લોહી નીકળતું હોય તે બંધ થાય ... | ૧ | ૮૨ |
| ૮૮ | પેટમાં નળ બંધાયાનો ઉપાય ... ... | ૨ | ૮૨ |
| ૮૯ | નળબંધ વાયુ ... ... ... ... | ૧ | ૮૩ |
| ૯૦ | નાસુરના ઉપાય ... ... ... ... | ૩ | ૮૩ |
| ૯૧ | જૂદાં જૂદાં નક્ષત્રોમાં જૂદાં જૂદાં મૂળિયાંનો ઉપયોગ | ૨૭ | ૮૩ |
| ૯૨ | થોડીક નાડી પરીક્ષા ... ... ... | ૧ | ૮૬ |
| ૯૩ | પ્રમેહ–પરમીયા–ના ઉપાય... ... ... | ૨૬ | ૮૬ |
| ૯૪ | પ્લેગની ગાંઠના ઉપાય ... ... ... | ૪ | ૮૯ |
| ૯૫ | પેસાબનાં દર્દો ... ... ... ... | ૧૮ | ૮૯ |
| ૯૬ | પરવાળાંની ભસ્મ કરવાની રીત ને ત્હેનો ઉપયોગ | ૪ | ૯૧ |
| ૯૭ | પથરીના ઉપાય ... ... ... ... | ૨ | ૯૨ |
| ૯૮ | પાઠાની દવા ... ... ... ... | ૨ | ૯૨ |
| ૯૯ | પિત્તવિકારના ઉપાય ... ... ... | ૧૫ | ૯૨ |
| ૧૦૦ | પગની વાયુ ફાટયાની દવા ... ... ... | ૨ | ૯૪ |
| ૧૦૧ | પેટના રોગ ... ... ... ... | ૭ | ૯૪ |
| ૧૦૨ | પિંડરોગ ... ... ... ... | ૧ | ૯૫ |
| ૧૦૩ | પારો મારવાની ક્રિયા, તથા પાળનું પાણી લાગ્યાના ઉપાય ... ... ... ... ... | ૨ | ૯૫ |
| ૧૦૪ | પત (ગરમી)ની દવા ... ... ... | ૧ | ૯૬ |
| ૧૦૫ | પોટીસ કરવાની રીત ... ... ... | ૨ | ૯૬ |
| ૧૦૬ | પક્ષઘાત (લકવા)ની દવા ... ... ... | ૧ | ૯૬ |
| ૧૦૭ | પગે કળતર થયું હોય ... ... ... | ૧ | ૯૭ |
| ૧૦૮ | પગ અને શરીરનું ફાટવું ... ... ... | ૩ | ૯૭ |
| ૧૦૯ | ફેફરાના ઉપાય ... ... ... ... | ૩ | ૯૭ |
| ૧૧૦ | ફોફ વાયુ ... ... ... ... | ૧ | ૯૮ |
| ૧૧૧ | ફટક વાયુ ... ... ... ... | ૧ | ૯૮ |
| ૧૧૨ | બરોળ (બરળના) ઉપાય ... ... ... | ૧૦ | ૯૮ |
| ૧૧૩ | સ્હવારમાં બગાખા (ગળફા) પડતા હોય ત્હેનો ઉપાય | ૧ | ૧૦૧ |
| ૧૧૪ | પેટના બધા રોગ ઉપર એક ઉપાય ... ... | ૧ | ૧૦૧ |

| સંખ્યા | રોગનું નામ | ઉપાય સંખ્યા | પૃષ્ઠાંક |
|---|---|---|---|
| ૧૧૫ | બત્રીશ રોગ ઉપર એક દવા... ... ... | ૧૦ | ૧૦૧ |
| ૧૧૬ | બંધકુષ્ઠ (બંધકોષ)ના ઉપાય ... ... ... | ૩ | ૧૦૨ |
| ૧૧૭ | બદની દવા ... ... ... ... | ૨ | ૧૦૨ |
| ૧૧૮ | કાનમાં બગાઈ પેઠી હોય ... ... ... | ૧ | ૧૦૨ |
| ૧૧૯ | બરાસ કપૂર કરવાની રીત ... ... ... | ૧ | ૧૦૨ |
| ૧૨૦ | ભૂખ લાગે તેવો ઉપાય ... ... ... | ૯ | ૧૦૩ |
| ૧૨૧ | ભગંદરના ભયંકર રોગની દવા ... ... | ૪ | ૧૦૪ |
| ૧૨૨ | મુખપાકના ઇલાજ ... ... ... | ૩ | ૧૦૫ |
| ૧૨૩ | મૂઝારો... ... ... ... ... | ૩ | ૧૦૬ |
| ૧૨૪ | મીઠા અને સાકરનો પાલો કરવાની રીત ... | ૪ | ૧૦૬ |
| ૧૨૫ | મ્હોંઢાની દુર્ગંધ જવાનો ઉપાય ... ... | ૧ | ૧૦૬ |
| ૧૨૬ | મ્હોં આવ્યું હોય ... ... ... ... | ૫ | ૧૦૬ |
| ૧૨૭ | મ્હોંમાંથી લોહી નીકળતું હોય ... ... | ૫ | ૧૦૭ |
| ૧૨૮ | મૂર્છા વિકાર ... ... ... ... | ૭ | ૧૦૭ |
| ૧૨૯ | માથાનાં દરદો ... ... ... ... | ૬ | ૧૦૮ |
| ૧૩૦ | મેદપાક... ... ... ... ... | ૧ | ૧૦૮ |
| ૧૩૧ | પાઠા તથા પ્લેગની ગાંઠ ઉપરનો મલમ ... | ૧ | ૧૦૮ |
| ૧૩૨ | મબારખી ... ... ... ... | ૪ | ૧૦૯ |
| ૧૩૩ | શરીર ઉપર મસા થયા હોય ... ... | ૨ | ૧૦૯ |
| ૧૩૪ | મરકી (કોલેરાની) દવા ... ... ... | ૧ | ૧૧૦ |
| ૧૩૫ | મેથી ખારવાની રીત ... ... ... | ૧ | ૧૧૦ |
| ૧૩૬ | મગજમાંથી નાક વાટે લોહી અથવા કીડા પડતા હોય | ૧ | ૧૧૦ |
| ૧૩૭ | યોગરાજ ગુગળ કરવાની ક્રિયા ... ... | ૧ | ૧૧૦ |
| ૧૩૮ | જસતનું રૂપું બનાવવાની રીત ... ... | ૧ | ૧૧૧ |
| ૧૩૯ | રક્ત પ્રકોપ (લોહીનું ગરમ થઈ જવું) ... ... | ૧ | ૧૧૧ |
| ૧૪૦ | રસપુટની ગોળીઓ બનાવવાની રીત ... ... | ૨ | ૧૧૧ |
| ૧૪૧ | રક્તપિત્ત ... ... ... ... | ૨ | ૧૧૨ |
| ૧૪૨ | લોહી વા (પ્રદર) ... ... ... ... | ૨૨ | ૧૧૨ |
| ૧૪૩ | લોહ ભસ્મ કરવાની ક્રિયા ... ... ... | ૧ | ૧૧૪ |

| સંખ્યા | રોગનું નામ | ઉપાય સંખ્યા | પૃષ્ઠાંક |
|---|---|---|---|
| ૧૪૪ | લોહીને સમાવે એવો ક્વાથ ... ... ... | ૨ | ૧૧૫ |
| ૧૪૫ | આખા શરીરે લાહ્ય બળતી હોય, તેમ લહેરાં આવે અને લસણની ગોળીઓ કરવાની રીત... ... | ૪ | ૧૧૫ |
| ૧૪૬ | વાળાના ઉપાય ... ... ... ... | ૯ | ૧૧૫ |
| ૧૪૭ | વિસ્ફોટક ... ... ... ... | ૨૦ | ૧૧૬ |
| ૧૪૮ | શરીરે વા આવ્યો હોય ... ... ... | ૧૩ | ૧૨૦ |
| ૧૪૯ | વિદ્યા આવડવાની દવા ... ... ... | ૧ | ૧૨૩ |
| ૧૫૦ | વચ્છનાગને શુદ્ધ કરવાની રીત તથા ઝેરનો ઉપાય | ૨ | ૧૨૩ |
| ૧૫૧ | વાઈ (ફેફરા)ના ઉપાય ... ... ... | ૪ | ૧૨૩ |
| ૧૫૨ | વીંછીના ડંખના ઉપાય ... ... ... | ૪ | ૧૨૪ |
| ૧૫૩ | વિષ (ઝેર) ચઢયાના ઇલાજ ... ... | ૪ | ૧૨૫ |
| ૧૫૪ | ન્હાના છોકરાની વરાધના ઉપાય ... ... | ૩ | ૧૨૫ |
| ૧૫૫ | ચિત્તભ્રમ વાયુ ... ... ... ... | ૧ | ૧૨૫ |
| ૧૫૬ | વાતપિત્તનો ઈલાજ ... ... ... | ૧ | ૧૨૫ |
| ૧૫૭ | વસન્ત માલતી કરવાની રીત ને ઉપયોગ ... | ૧ | ૧૨૬ |
| ૧૫૮ | ન્હાનાં છોકરાંની સસણીનો ઉપાય ... ... | ૪ | ૧૨૬ |
| ૧૫૯ | સંગ્રહિણી ... ... ... ... | ૨ | ૧૨૭ |
| ૧૬૦ | સન્નિપાત ... ... ... ... | ૬ | ૧૨૭ |
| ૧૬૧ | સંધીવા... ... ... ... ... | ૬ | ૧૨૮ |
| ૧૬૨ | સોજા ઉપરની દવાઓ ... ... ... | ૮ | ૧૨૯ |
| ૧૬૩ | સૂળવા કટી તથા મસ્તક સૂળ ... ... | ૪ | ૧૩૦ |
| ૧૬૪ | સાબરશીંગાની ભસ્મ કરવાની રીત અને ઉપયોગ | ૫ | ૧૩૧ |
| ૧૬૫ | સાપના ઝેરના ઉપાય ... ... ... | ૪ | ૧૩૨ |
| ૧૬૬ | સુવારોગ ... ... ... ... | ૧ | ૧૩૨ |
| ૧૬૭ | સલેખમ (ઝખમ)... ... ... ... | ૬ | ૧૩૨ |
| ૧૬૮ | સિંદુર બનાવવાની રીત ... ... ... | ૧ | ૧૩૨ |
| ૧૬૯ | સોનું બનાવવાની રીત ... ... ... | ૧ | ૧૩૩ |
| ૧૭૦ | સીસું મારવાની રીત અને ઉપયોગ ... ... | ૨ | ૧૩૩ |
| ૧૭૧ | સ્ત્રીના ગુહ્ય ભાગના ઉપાય ... ... ... | ૧૪ | ૧૩૪ |
| ૧૭૨ | સ્ત્રીને ઋતુ લાવવાના ઉપાય... ... ... | ૪ | ૧૩૫ |

| સંખ્યા | રોગનું નામ | ઉપાય સંખ્યા | પૃષ્ઠાંક |
|---|---|---|---|
| ૧૭૩ | સ્ત્રીને ઋતુ બંધ કરવાની દવાઓ ... ... | ૩ | ૧૩૬ |
| ૧૭૪ | સ્ત્રીનાં સ્તન કઠિન કરવાના ઉપાય ... ... | ૪ | ૧૩૭ |
| ૧૭૫ | સ્ત્રીને ગર્ભ ન રહે ... ... ... ... | ૧ | ૧૩૭ |
| ૧૭૬ | સ્ત્રીને ગુહ્ય ભાગમાં હંમેશા પાણી થયાં કરતું હોય | ૩ | ૧૩૭ |
| ૧૭૭ | સ્ત્રીને સગર્ભા થવાના ઉપાય... ... ... | ૨ | ૧૩૮ |
| ૧૭૮ | સ્ત્રીના પ્રસવના ઉપાય ... ... ... | ૩ | ૧૩૮ |
| ૧૭૯ | સ્ત્રીસંગ કર્યા પછી શું ન કરવું ... ... | ૧ | ૧૩૮ |
| ૧૮૦ | સ્ત્રીના રોગના ઉપાય ... ... ... | ૨ | ૧૩૯ |
| ૧૮૧ | સ્ત્રીના તણકીયા પ્રમેહની દવા ... ... | ૧ | ૧૩૯ |
| ૧૮૨ | સ્ત્રીના ઋતુમાં બહુ લોહી જતું હોય ... ... | ૨ | ૧૩૯ |
| ૧૮૩ | સ્ત્રીને પરમીયો ... ... ... ... | ૧ | ૧૩૯ |
| ૧૮૪ | સ્ત્રીને પુત્ર થાય તેવા ઉપાય... ... ... | ૧ | ૧૩૯ |
| ૧૮૫ | સ્ત્રીને પ્રવાહની દવા (લોહી વા) ... ... | ૧ | ૧૪૦ |
| ૧૮૬ | સ્ત્રીને ગુહ્ય ભાગની શુદ્ધિ ... ... ... | ૧ | ૧૪૦ |
| ૧૮૭ | સ્ત્રીના ગર્ભાધાન વિષે કેટલીક હકીકતની કવિતા ને ઉપાય ... ... ... ... | ૧ | ૧૪૧ |
| ૧૮૮ | હરસના ઉપાય ... ... ... ... | ૨૫ | ૧૪૪ |
| ૧૮૯ | હાડજ્વર, શ્વાસ તથા ખાંસી... ... ... | ૧ | ૧૪૭ |
| ૧૯૦ | હીસ્ટ્રીરીયાના ઉપાય ... ... ... | ૧ | ૧૪૭ |
| ૧૯૧ | પાસામાં અથવા છાતીમાં હીક ... ... | ૨ | ૧૪૮ |
| ૧૯૨ | હીંગળોકને ધોળો કરવાની રીત ... ... | ૧ | ૧૪૮ |
| ૧૯૩ | હીંગળોક મારવાની રીત ને ઉપયોગ ... ... | ૧ | ૧૪૮ |
| ૧૯૪ | હરતાલ મારવાની રીત ને ઉપયોગ ... ... | ૪ | ૧૪૯ |
| ૧૯૫ | હાડચુર એટલે હાડકું ભાગ્યાના ઉપાય... ... | ૩ | ૧૫૦ |
| ૧૯૬ | ક્ષય રોગની દવા ... ... ... ... | ૪ | ૧૫૦ |
| ૧૯૭ | ક્ષય અથવા મ્હોટી ઉધરસ ... ... ... | ૧ | ૧૫૧ |

# વૈદક વિલાસ ભાગ ૨ જો



## ૧ અતિસાર

**ઉપાય ૧ લો—કવાથ**-સુંઠ ટાંક ૧, મોથ ટાંક ૧, અતિવિખની કળી ટાંક ૧, સુગન્ધી વાળો ટાંક ૧, મર્ડાશીંગ ટાંક ૧, સુવા ટાંક ૧, બીલીનો ગર્ભ ટાંક ૧, ખસખસનાં પોસ્તાં ટાંક ૧, ધાવડીનાં ફૂલ ટાંક ૧, બાળકેરી (કેરીના મરવા) ટાંક ૧.

ઉપરની બધી વસ્તુઓને પાણી શેર બેમાં નાખીને ઉકાળવી, ને ઉકળતાં ઉકળતાં પાશેર (¼) પાણી રહે ત્યારે ઉતારી લેઈ ટાઢું પડ્યા પછી પીવું. આ પ્રમાણે તેની તે જ વસ્તુઓ ઉકાળી ઉકાળીને દિન સાત સૂધી પીવી.

**ઉપાય ૨ જો**—શરદીથી અતિસાર થયો હોય તો તેપર ગોળી–હીમજી-હરડે પૈસા ૧ ભાર, સુંઠ પૈસા ૧ ભાર, જાયફળ પૈસા ા ભાર, એ બધાંને ઘીમાં (ગાયનું, કે ભેંસનું, જેનું મળે તેમાં) કાચાં પાકાં તળવાં, ને પછી ત્હેને ખાંડીને તેમાં સાકર પૈસા ૩ ભાર, નાંખવી, ને પછી તળતાં બાકી વધેલા ઘીમાં બધું એકઠું કરીને ત્હેની સોપારી જેવડી ગોળીઓ કરીને રોજ સવાર સાંજ એકેક ખાવી.

**ઉપાય ૩ જો**—આમાતિસાર–સુંઠ, મરી, હરડે, મોથ, વજ, અતિવિખની કળી, અને દેવદારૂને સમભાગે લેઈ કવાથ કરીને પીવો.

**ઉપાય ૪ થો**—પિત્તાતિસાર-સુંઠ, અતિવિખની કળી, અને ખારેકનાં ઠળિયાને સમભાગે લેઈ ચોખાના ધોવણમાં ઘસી પળી ૧ પાઇએ તો મટે.

**ઉપાય ૫ મો**—પિત્તાતિસાર-દ્રાક્ષ અને સાકરને સમભાગે લેઈ દહીંની પરાચ* સાથે આપવું.

**ઉપાય ૬ ઠ્ઠો**—રાળ રૂ. ા ભાર, બાળ સુકી બીલીનો ગર્ભ રૂ. ા ભાર, અને લોબાન રૂ. ા ભાર, એને ખાંડીને ફાકી કરવી, ને ત્રણ સરખા

* દહીંનું ઉપર ઉપરનું પાણી.

ભાગ કરી સવારે, બપોરે ને સાંજે એકેકી ફાકી ફાકવી. આ પ્રમાણે ત્રણ દિવસ સૂધી કરવું. તેલ, મરચું ને ખટાઈ ખાવાં નહિ.

**ઉપાય ૭ મો**—આ દરદ સાથે ( આમળ નીકળતી હોય તો તે પણ ઠેકાણે આવે) ચાર પાંચ વરસના જૂના દીવેલા–એરંડા–નું મૂળ ઘસીને ત્હેના નવટાંક પાણીમાં ઘી રૂ ૨ ભાર, નાંખીને પાઈ દેવું.

**ઉપાય ૮ મો**—કાચું દાડમ કોરીને માંહેથી દાણા કાઢી લેવા, ને પછી તેમાં જાયફળ એક ઘાલીને કપડ છાણ કરી ભરસાડમાં બાફવું, પછી બહાર કાઢી, છાલ સાથે ઝીણું વાટીને તેમાં ખુરાસાની વજ ટાંક ૧ તથા ખુરાસાની અજમો ટાંક ૧ તથા થોડોક ગોળ નાંખીને તેની ચણીબોર જેવડી ગોળીઓ વાળીને રોજ સવારમાં એકેક ખવડાવવી. નાના બાળકને ત્હેની ઉમ્મરના પ્રમાણમાં પા અથવા અર્ધી આપવી.

**ઉપાય ૯ મો**—પોસ્તાનો ભૂકો (ખસખસના ખાલી જીંડવાનો ભૂકો,) ટાંક ૨, મોચરસ ટાંક ૨, સુંઠ ટાંક ૨, ધાવડીનાં ફૂલ ટાંક ૨, અને ઈંદ્રજવ ટાંક ૨, એને વાટીને વાસી પાણી સાથે ફાકી મરાવવી. મ્હોટા માણસે રોજ ટાંક ૧ ની અને ન્હાની ઉમ્મરના બાળકને વયના પ્રમાણમાં ફાકી આપવી.

**ઉપાય ૧૦ મો**—પાષાણભેદ, ગાયના દહીં સાથે ફકાવે તો મટે.

**ઉપાય ૧૧ મો**—બાળકને અતિસાર થયો હોય તો–સુકી બીલીનો ગર્ભ, ધાવડીનાં ફૂલ, નેત્રવાળો, લોધર, અને લીંડી પિંપરને સમભાગે લેઈ તેમાં મધ નાખીને આપવું.

**ઉપાય ૧૨ મો**—બાળકને ભયંકર અતિસાર થયો હોય તો મજીઠ, ધાવડીનાં ફૂલ, લોધર, અને ગોરીસર એને સમભાગે લેઈ ઉકાળો કરીને મધ નાંખીને આપે તો મટે.

## ૨ અવાળું ફૂલ્યાપર દવા

મોરથુથાને બાળીને સોનાગેરુ સાથે ભેળવી ફુલેલા ભાગ ઉપર ઘસી, મોં નીગળતું રાખવું.

## ૩ અજીરણ

**ઉપાય ૧ લો**—જો પેટ ચઢી ઓકારી આવે તો સડકચુરો પાણી સાથે ગરમ કરીને પાવો.

**ઉપાય ૨ જો**—જાયફળને મધ સાથે આપવું.

**ઉપાય ૩ જો**—સુકા લીંબુના કડકાને મોંમાં રાખી રસ ગળે ઉતરવા દેવો.

**ઉપાય ૪ થો**—લસણ, જીરુ, સંચળ, સિન્ધવ, કડુ, ત્રિકટુ, ને હીંગ એને સમભાગે લેઈ ખાંડી ચૂરણ કરવું, ને પછી તેમાં લીંબુનો રસ નાખીને બોર જેવડી ગોળીઓ વાળીને એકેક આપવી.

**૪ અશ્વચોળી-ચોગારસ કરવાની રીત અને તેના ફાયદા**

શુદ્ધ કરેલો પારો, શુદ્ધ કરેલો વચ્છનાગ, ગંધક, વરગી હરતાલ, સુંઠ, મરી, પિપર, ત્રિફળા, ટંકણખાર, ને શુદ્ધ કરેલાં નેપાળાનાં* બી, ઉપરની વસ્તુઓને સમાન ભાગે લેવી, ને નેપાળાનાં બી, અર્ધ ભાગે લેવાં. આ દવામાં જૂદાં જૂદાં ૬૪ અનુપાનથી ચોસઠ જાતના રોગ મટે છે.

પ્રથમ પારો અને ગંધકને ખળમાં નાખી ઘુંટવું, પછી ત્હેમાં હરતાલ ને પછી ટંકણખાર નાખી ખળ કરવો. ત્યાર પછી બાકીની વસ્તુઓને ઝીણી ખાંડી, કપડછાણ કરીને ત્હેમાં મેળવવી.

પછી પાણી વાળી જગોએ ઉગેલા ભાંગરાના છોડને લાવી આખો (પંચાંગ સાથે) વાટી તેના રસમાં ઉપરની વસ્તુઓને મેળવી ત્હેની મગના દાણા જેવડી ગોળીઓ કરી, નીચેના અનુપાને કરી જૂદા જૂદા રોગ ઉપર એકેક આપવી.

**૧ તાવ ઉપર**—આદા, કે નાગરવેલના પાનના રસમાં આપવી.

**૨ વાવરી**—નાગરવેલના પાનના રસમાં (બાળકને ત્હેની ઉમ્મરના પ્રમાણમાં) આપવી.

**૩ વાયુ, સૂળ, કાસ, ને શ્વાસ**-દમ-**ઉપર**—આદાના રસમાં વાટીને અથવા મધને પિંપરો સાથે ચટાડવી.

**૪ જીર્ણતાવ**—સરગવાના મૂળના રસ સાથે આપવી.

**૫ પિત્ત પાન્ડુ રોગ ઉપર**—એટલે ટાઢા રોગ ઉપર-સાટોડીના મૂળના ચૂર્ણમાં ખવડાવવી.

---

* નેપાળાનાં બીને ત્રણ દહાડા સૂધી ગોમૂત્રમાં રાખી મૂકી તેમાં પાનાં જેવી જે જીભ થાય છે ત્હેને કાઢી નાખવી એટલે શુદ્ધ થશે.

૬ **અજીર્ણવિકાર**—દહીંના પાણીમાં વાટીને આપવી.

૭ **ટાઢિયા તાવ ઉપર**—સાકરને જીરા સાથે વાટીને ખવડાવવી.

૮ **શરીરના સાંધા રહી ગયા હોય તો**—દેવદારુ, વજ, તથા ઉપલેટના ઉકાળામાં આપવી.

**વીંછી કરડયો હોય**—( ડંખ માર્યો હોય )-સુંઠ અને ગોળી, એ બન્નેને પાણીમાં ઘસીને ડંખ ઉપર ચોપડવું.

સૂચના–આ ગોળીને ચાવીને ખાવી નહિ, પણ ગળાવવી, તેમ વાટીને દવામાં નાખ્યા પછી આપવી.

**પથ્ય**—તેલ, મરચું, ખટાશ, ખાવાં નહિ.

## ૫ અફીણનો ઉતાર

૧—સાગના ઝાડનું છોડું ઘસી તેમાં હીંગ-( ચઢતી કીંમતની) મેળવીને આપવું તેથી તરત ઝેર ઉતરી જશે. અનુભવેલી દવા છે.

૨—કાળિયા સરસનું મૂળ, નવટાંક પાણીમાં ઘસીને પાવું.

## ૬ આગરુની ગોળીઓ કરવાની રીત

ન્હાનાં છોકરાંને કેફ ચઢાવવામાટે આગરુની ગોળીઓ કરીને ખવરાવે છે. તેથી તેઓ ન રડતાં કેફને લીધે પડી રહે છે, અને ઉંઘી જાય છે. બાળકોને આવી ગોળીઓ ખવડાવવી એ ઠીક નથી, કેમકે તેમાં અફીણનો ભાગ આવવાથી ત્હેમના નાજુક શરીરને નુકસાન થાય છે, તો પણ કેટલીકવાર આવાં ન્હાનાં છોકરાં એટલું તો રડ રડ કરે છે, કે તેમની માને ઘરનું કામ કરવામાં જરા પણ વખત મળતો નથી. તેથી તેમને આવી વખતે ગોળીઓ ખવરાવવાની ફરજ પડતી હોવાથી ત્હેની યાદી નીચે આપી છે.

**દવા ૧ લી**—એળિયો બે આનીભાર, ધોળો કાથો ચાર આની ભાર, અફીણ ચાર આની ભાર, કેસર વાલ બે, એલાયચી પા ($\frac{1}{4}$) તોલો જાયફળ ૦। તોલો, જાવંત્રી પા (૦।) તોલો, નાગરવેલનાં પાંચ પાન બાફીને ત્હેની અંદર ઉપરની જણસો નાખીને ખળમાં ઘુંટવી, ને પછી બાજરીના દાણા જેવડી ગોળીઓ વાળીને એકેક આપવી.

**દવા ૨ જી**—ખારેકો નંગ બે, જાવંત્રી અર્ધા પૈસાની, જાયફળ નંગ એક, લવિંગ એક પાઇનાં, સંચળ એક પાઇનો, નાગરવેલના પાનની જડ, એક પાઇની,

અતિવિખની કળી, એક પાઇની, સુંઠ, પિંપરીમૂળના ગંઠોડા, ને પિંપર અર્ધાં પૈસાનાં, કેસર એક પૈસાનું, અક્કલકરો એક પાઇનો, લસણુની કળીઓ પાંચ તથા અફીણ તોલો ૦। પા. કરવાની રીત—ખારેકોમાંથી ઠળિયા કાઢી નાખ્યા પછી, અફીણ તથા લસણુની કળીઓ વગર બાકીનો સામાન ખાંડી ચાળી નાખવો. પછી ખારેકોની અંદર લસણુની કળીઓ તથા ભૂકો ભરવો, ને ભૂકો વધે તો તે ખારેકોની આસપાસ મૂકી તેની ઉપર કપડાનો ભીનો કડકો વીંટી, માટી ચોપડવી, ને ધીમા તાપમાં ખારેકોને બાફવી, બફાઈ રહ્યા પછી પેલો સામાન કાઢી લેઈ તેમાં અફીણ નાખીને ખળમાં ઘુંટવું. ને ઝીણી બાજરીના દાણા જેવડી ગોળીઓ કરી, એક કે અર્ધી ગળાવવી.

## ૭ આતસ–ગરમીની દવા

ધાણા એક રૂપિયા ભાર, સાકર રૂપિયા એક ભાર, ને એલાયચીના કણ ચાર. એ બધાંને એકઠાં ખાંડીને તેનું ચૂર્ણ દિન સાત સુધી ખાવું.

## ૮ આધા શીસી*–અર્ધાવ ભેદક–સુર્યાવર્ત

**દવા ૧ લી**—નાગકેસર, ૦। પૈસા ભાર, દાડમની કળીઓ ૧।। પૈસાભાર ને બદામની મીંજ (બદામનો મગજ) પૈસા ૧।। ભાર, એ ત્રણેને ગાયના નવટાંક ઘીમાં ખૂબ કકડાવીને તે ઘીનાં, આદાશીસી ચઢે ત્યારે નાકમાં બે કે ત્રણ ટીપાં પાડવાં.

**દવા ૨ જી**—સિંધવને વાટી, ઘીમાં મેળવીને ત્હેનો નાસ લેવો.

**દવા ૩ જી**—પટોલનું મૂળ, પાણીમાં ઘસીને આદાશીસીવાળા ભાગ ઉપર ચોપડવું.

**દવા ૪ થી**—ભાંગરાનું મૂળ ઘસીને ચોપડવું.

**દવા ૫ મી**—વજ, મરી, પિંપર, અને સુંઠ, એ બધાંને પાણીમાં ઘસીને ગાળી નાંખવું, ને પછી નાકે સુંઘવાથી આરામ થશે.

**દવા ૬ ઠ્ઠી**—તાજી જલેબી, સ્હવારમાં ત્રણ દિવસ સુધી ખાવી. તે ન મળે તો તેની જગોએ ત્રણ દિવસ માવો ખાવો. તરત જ દર્દ મટશે. કરી જોયું છે.

---

* અર્ધ–અર્ધું+શિર્ષ–માથું+ઇ–વાળો, અર્ધું માથું દુખે તેવો રોગ. જેમ જેમ દિવસ ચઢતો જાય, તેમ તેમ માથાનો અર્ધો ભાગ વધારે દુખતો જાય.

## ૯ આમવા

સુંઠ પૈસા ૨ ભાર, વરીઆળી પૈસા ૨ ભાર, અને હીમજીહર્ડે પૈસા ૨ ભાર. એ ત્રણેને દીવેલ—એરંડિયા—માં તળીને ખાંડવાં, ને ત્હેના ભૂકામાં ખાંડ પૈસા ૪ ભાર ભેળવી તેમાંથી રોજ સાંજે રૂ. ૧ ભારની ફાકી મારવી.

## ૧૦ આફ્રણ

આદુ ખવડાવીએ તો આફ્રણ ઉતરે.

## ૧૧ આકડાના દૂધનું ઝેર ચઢ્યું હોય તો તેની દવા

બકરીનું દૂધ ઉકાળીને પાવાથી ઝેર ઉતરે છે.

## ૧૨ આનન્દ ભૈરવની ગોળીઓ કરવાની રીત

શુદ્ધ કરેલો વચ્છનાગ રૂ. ૧ ભાર, શુદ્ધ કરેલો હીંગળો રૂ. ૧ ભાર, પિંપર રૂ. ૧ ભાર, ટંકણખાર રૂ. ૧ ભાર, અને ધોળાં મરી રૂ. ૧ ભાર, એ બધી વસ્તુઓને સાત દિવસ સુધી ખળમાં ઘુંટીને ત્હેની લીંબુના રસમાં જુવાર જેવડી ગોળીઓ કરવી.

## ૧૩ આંમળ

દિશાએ જતી વખતે આંમળ બહાર નીકળતી હોય તો, તે ઉપર, કલાઈ સફેતો તથા માયાંને ખાંડી ઝીણો ભૂકો કરીને ભભરાવે તો મટે. ૬ માસ સુધી લાગલાગટ ભભરાવ્યાથી કદી પાછી નીકળે નહિ.

## ૧૪ આંમળાંની ગોળીઓ

રસદાર તાજાં આંમળાં એક શેર લાવીને તેને જરા બાફવાં, ને બાફ્યા પછી ત્હેમાંથી ઠળિયા કાઢી નાખીને વાટવાં, પછી તેમાં હીંગ, જીરૂ, મરી, પિંપર, સુંઠ, ધાણા, તજ, સિંધવ, સંચળ, અને હર્ડેદળ, એ દરેક અર્ધાં અર્ધાં રૂપિયા ભાર લેઈ ખાંડી—ચાળી—ને નાખવું. ને ત્હેની ચણીબોર જેવડી ગોળીઓ કરીને સુકવવી, ને પછી ખાવી, તેથી ખોરાક માટે રુચિ થાય છે.

## ૧૫ આંખનાં દર્દોપર દવા

**દવા ૧ લી**—આંખમાં ફૂલ પડ્યું હોય તો—સ્ત્રીના થાનના દૂધમાં કપાસનું મૂળિયું ઘસીને ચોપડવું.

**દવા ૨ જી**—હરડેંદળ, સિંધવ, ગેરુ, ને રસાંજન. આ ચારે વસ્તુઓને સમભાગે લેઈ પાણીમાં ઝીણી વાટીને ત્હેની ગોળી બનાવવી, સુકાયા પછી ત્હેને પાણીમાં ઘસીને આંખની બહાર તેનો લેપ કરવો. આથી નેત્ર રોગ મટશે, આંખની અંદર, લેપને જવા દેવો નહિ.

**દવા ૩ જી**—આંખે આંજણી થઈ હોય તો-રસાંજન, સુંઠ, મરી, ને પિંપર એ ચારે ચીજોને સમભાગે લેઈ પાણીમાં વાટીને તેની ગોળી બનાવવી, ને તે સુકાયા પછી, તેને પાણીમાં ઘસીને આંજણી ઉપર ચોપડવી. દવા આંખની અંદર જવા દેવી નહિ. જશે તો લાહ્ય બળશે.

**દવા ૪ થી**—આંખે સૂઝતું ન હોય, આંધળો થવાની તૈયારીમાં હોય–ગળોના રસમાં મધ અથવા સિંધવ રૂ. ૦ાા ભાર નાખીને ખૂબ ઘુંટવું, ને પછી તેનું આંખમાં અંજન કરવું.

**દવા ૫ મી**—ચંદ્રોદયાવટી, ફૂલ, તીમીર, પડળ, ને રતાંધળાપણું મટે છે. શંખ, બેડાંની મીજ, હરડેંદળ, મનસીલ, પિંપર, મરી, ઉપલેટ, ને વજ. આ આઠ ચીજોને ખૂબ બારીક ખાંડીને ચાળી નાખવી, ને પછી બકરીના દૂધ સાથે ત્હેને ખૂબ ખળવી, ને ગોળી વાળવી, પછી સરગવાનાં બીને પાણીમાં ઉકાળી, તે પાણી કાચની શીશીમાં ભરી રાખવું, ને રોજ તેમાંથી થોડું લેઈ, તેમાં ગોળી ઘસીને આંખે અંજન કરવું. તેથી ઉપર બતાવેલા બધા રોગ મટે છે.

**દવા ૬ ઠ્ઠી—આંખે વાખદનો રોગ હોય તો તેની દવા**–ધોળો કાથો, પિંપર, એલચી, અને બરાસ, એને સમભાગે લેઈ ખૂબ ઝીણું ખળવું, પછી ત્હેને માખણમાં મેળવી આંખે લેપ કરવો.

**દવા ૭ મો**—માણસના નખને બાળી, તેની રાખને મધમાં મેળવીને ત્હેનો લેપ કરવાથી પણ વાખદ મટે છે.

**દવા ૮ મી—આંખોના રોગ ઉપર કરવાનો લેપ**–રસાંજન, સિંધવ, સાકર, સોનાગેરુ, ફટકડી, લોદર, જેઠીમધ, રોહિડો, અને આંબા હળદર, એને સમભાગે લેઈ તેમાં રૂ. ૦ા ભાર અફીણ નાખવું. પછી તે બધાંને બારીક ખાંડીને કપડે ચાળી નાખવું, ને લીંમડાના પાનાના રસમાં ઘુંટીને ગોળી વાળવી ને લીંમડાના પાનાના રસમાં ઘસીને આંખની આસપાસ ત્હેનો લેપ કરવો. લેપ આંખની અંદર જવા દેવો નહિ.

**દવા ૯ મો—આંખે ઝામર આવ્યો હોય**-કાળાં મરીના સાત દાણા, તથા સાત દાણા ચોખાના લેઈ ત્હેને ખળમાં બારીક પરતીને ત્હેનું આંખમાં અંજન કરવું. ને ઉપર ઝરખલ્લાનાં પાનાં તથા ચોખા વાટીને ત્હેની લુગદી કરીને પાટાવતી બાંધી દેવી. બદામ તથા સાકરનો શીરો ખાવો. તેલ મરચું ખાવું નહિ.

**દવા ૧૦ મી—આંખમાં ફુલ્લ પડ્યું હોય, તથા છાયા વળી હોય**-પાકા દાડમના ઠળિયા પૈસા ૧ ભાર, અફીણ તોલા ૨ા, તથા સાકર તોલા ૨ા. એ ત્રણેને એકઠું કરી કોરા ચૌડામાં ઘાલવું, ને મોં બંધ કરી દેવતા ઉપર ચૌડો મૂકી બધી વસ્તુઓને બળીને ખાખ થવા દેવી, પછી તે ખાખની લીંબુના રસમાં ગોળી વાળવી, ને રોજ પાણીમાં ઘસીને ત્હેનું આંખે અંજન કરવું—આંજવી.

**દવા ૧૧ મી—આંખો દુખવા આવી હોય**-કપૂર, હળદર, લોદર ફટકડી, ખાટા લીંબુનાં બીઆં-ઠળિયા, અફીણ, હીરાબોળ, એ બધી વસ્તુઓને સમ ભાગે લેઈ લીંબુના રસમાં ખળીને તેનો આંખે લેપ કરવો.

**દવા ૧૨ મી—આંખો મચમચી થઈ જઈ તેમાંથી પાણી ગળતું હોય**-સાટોડીના મૂળને મધ સાથે ઘસીને આંજે તો આંખ ગળતી રહે.

સાકર, આંબળાં, અને હર્ડેને પાણીમાં ઘસીને અંજન કરવાથી આંખો સારી થાય.

ત્રિફળા (હરડાં, બહેડાં, ને આબળાં)ને મહિનામાં ચાર પાંચ વાર પાણીમાં ઘસીને અંજન કરવાથી આરામ થાય.

**દવા ૧૩ મી—આંખમાં મોતિયો તથા પડળ આવ્યાં હોય**-શોધેલું ખાપરિયું તોલો ૧, ચીનાઈ સાકર તોલો ૧, તપકીર* રૂ. ૧ ભાર, અને હીમજી હર્ડેદળ રૂ. ૧ ભાર. એ બધાંને ખાંડી, કપડે ચાળી, લીંબુના રસમાં સાત દિવસ સુધી ખળવું. પછી ત્હેને છાયામાં સુકવી, દરરોજ આંજે તો આંખના બધા રોગ મટે.

**દવા ૧૪ મી—રતાંધળાની દવા**-પિંપરને ગાયના મૂતરમાં ઘસીને અંજન કરવાથી મટે, પણ ત્હેણે તેટલા દિવસ તેલ બીલકુલ ખાવું નહિ.

* આ ચીજ ગાંધીને ત્યાં મળે છે. રંગે ધોળી છે. સુંઘવા ની તપખીર નહિ.

**દવા ૧૫ મી—આંખમાં ફૂલ પડ્યું હોય**—ફૂલ પડતાંની સાથે જીરાનું પાણી હમેશાં સવારમાં છાંટે તો આરામ થાય. અથવા ધોળી મુશળીને સ્ત્રીના થાનના દૂધ–ધાવણ–માં ઘસીને દિન ૨૧ સુધી આંજે તો ફૂલ વેરાઇ જાય.

**દવા ૧૬ મી—સદર**

સમુદ્રફીણ, ટંકણખાર, સફેતો, ચીમડ, મોરથુથુ, (ફૂલાવેલું) અને ધોળી ચણોઠી, એ બધી ચીજોને બરાબર વજનમાં લેઈ ખૂબ ઝીણી ખાંડવી, ને પછી લીંબુના રસમાં દિન બે સુધી ખળવું, પછી ત્હેનું તાંબાની સળીવતી આંખમાં અંજન કરવું.

**દવા ૧૭ મી—સદર**

પિંપરને મધમાં ઘસીને આંજે તો ફૂલ મટે.

**દવા ૧૮ મી—આંખમાં બળતરા બળતી હોય, તથા ઝાંઝવાં વળતાં હોય**

સાકર, એલચીદાણા, જાવંત્રી, બદામનો મગજ, અને ગાયનું માખણ. એને સરખા વજનમાં લઈ રોજ સવારમાં ખાવાં તથા આંખમાં રોજ સવારમાં ગુલાબ જળ છાંટવું.

**દવા ૧૯ મી—આંખના ઝખમની દવા**

લીંબુનો રસ આંજીને ઉપર પાટો બાંધવો. આ પ્રમાણે દિન ૪૦ સુધી કરવાથી રુઝ વળશે. રુઝ આવ્યા પછી કીદરુનો બારીક ભૂકો કરી રોજ ઝખમ ઉપર ભભરાવવો. તેથી તે ઘા વહેલો રુઝાઈ જશે.

**દવા ૨૦ મી—આંખમાં ફુલું પડ્યું હોય**

જુવારના દાણા પાંચ અને કપાસિયા પાંચ, અને તે બંનેના વજન બરોબર મીઠું લેઈ મોંઢામાં ચાવવું, ને પછી ફૂલવાળી આંખ ઉપર ઝીણું કપડું મૂકી તેની ઉપર પેલો ચાવેલો ભાગ નીચોવવો. આ પ્રમાણે દિન સાત સુધી કર્યાંથી ફૂલું મટશે.

**દવા ૨૧ મી—આંખમાં મોતિયો પડ્યો હોય**

અફીણ, પિપરીમૂળના ગંઠોડા અને ફુલાવેલી ફટકડીને વાટી ચાળી નાખીને ગાયના ઘી સાથે આંજે તો મોતિયા મટે.

### દવા ૨૨ મી—આંખમાં ખીલ થયાં હોય

લીંડી પિંપરને પાણીમાં બે દહાડા પલાળીને પછી ચોળી નાખીને તેમાંથી બીઆં કાઢવાં, તે બીજ પાઈ ૧ ભાર, કાળા મરીના દાણા ચાર, (મરિયાંને પલાળીને ઉપરનાં છાંડાં કાઢી નાખવાં,) સિંધવ વાલ એક, ફુલાવેલી ફટકડી વાલ ૧, ચોકખો સુરમો પાઈ ૧ ભાર, સમુદ્રફીણ ચોકખું, (ઉપરની ખપોટી કાઢી નાખી અંદરનો ભાગ લેવો,) વાલ ૧.

આ બધી વસ્તુઓને ખળમાં પરતવી, એટલે તેનો સુરમો થશે. તેને સીસાની સળી થકી સવારમાં આંજવો, એટલે ખીલ પાકીને મટી જશે.

### દવા ૨૩ મી—આંખનું ફુલ

ટીંબરવાના ઠળિયા, આમલીના કચૂકા—ચીચુડા-તુરાં ફોફળ સોપારી, કેંકોડીનું મૂળ, કપૂર ટાંક ૨, કપૂર સિવાય બાકીની વસ્તુઓ સમભાગે લેઈ ભરણુ ભરવું. બાર વરસનું જૂનું ફૂલ પણ આથી મટી જશે.

### દવા ૨૪ મી—આંખમાં થુએરનું દૂધ પડયું હોય

જાચું કપૂર ચોળીને ઘાલવું.

### દવા ૨૫ મી—તાપે આંખો દુખતી હોય

જાચું કપૂર તથા અફીણ પાણીમાં ઘસીને આંજવું

### દવા ૨૬ મી—આંખે દેખાતું ન હોય

ત્રિકટુ, કણઝીનાં બીજ, દારુ હળદર, એને બારીક ખાંડીને ચાળવું પછી બીજોરાના રસમાં ગોળી કરીને સુકવવી, ને પછી પાણીમાં ઘસીને આંજવું.

### દવા ૨૭ મી—રતાંધળાપણુ અને તીમીર મટે

તલનાં ફૂલ ૮૦, જાઇનાં ફૂલ ૫૦, પીંપરમાહીના કણ, ૧૬ અને મરી દાણા ૧૫, એ સર્વને વાટીને ગોળી કરવી, ને પાણીમાં ઘસીને આંખે આંજવી, તેથી તીમીર ઉતરે તથા બકરીના દૂધ સાથે ઘસીને આંજે તો રતાંધળાપણું જાય.

### દવા ૨૮ મી—આંખ બારે માસ દુખતી હોય

બરાસ વાલ ૮, કપુર વાલ ૮, મરી વાલ ૮, હળદર વાલ ૮, સુરોખાર વાલ ૮, એ પાંચે વાંનાંને ઝીણાં ખાંડી, તેમાં જાઇના પાનાંનો રસ વાલ ૮ નાખી ખળ કરવો, પછી તેનું આંખમાં અંજન કરવું.

## દવા ૨૯ મી—આંખમાં ફુલું પડયું હોય

ખારેકનો ઠળિયો તથા આમલીનો કચૂકા—ચીચુડો—પાણીમાં ઘસીને આંખે અંજન કરવું.

## દવા ૩૦ મી—રતાંધળાની દવા

ભૂરા કોળા (કંટાળા)ના ફૂલનો રસ કાઢી દિન ૨૧ સૂધી ત્હેનું અંજન કરે તો મટે.

## દવા ૩૧ મી—આંખની છાયા કાપવાની

સોળ વાલ (૧ ગદીઆણા) કાચા સીસાની ચીપ કરવી, પછી તે ચીપના પહુંચા જેવડા કડકા કરવા, પછી સુરોખાર વાલ ૮ તથા ઉપર જણાવેલા કડકાનો ખલમાં બાર પહોર સૂધી ખળ કરીને પરતવું, પછી તેમાં બરાસ વાલ ૮ નાખી ફરી પરતવું, ને પછી ત્હેનું આંખમાં અંજન કરવું, એટલે છાયા કપાશે.

## દવા ૩૨ મી—આંખ વરવરતી હોય

સિંધવને મધમાં ઘસીને દિન ૭ સૂધી અંજન કરવું.

## દવા ૩૩ મી—ઉપાય બીજો

બહેડાના ઠળિયાની મીંજ કાઢીને, મધમાં ઘસીને ત્હેનું અંજન દિન ૧૪ સૂધી કરવું.

## દવા ૩૪ મી—આંખે વાબદનો રોગ હોય

દિન ૧૪ સૂધી ભાંગરાનો રસ આંખે આંજવો.

## દવા ૩૫ મી—આંજણી થઈ હોય

ગાયનું દૂધ વાલ ૪ તથા ભેંસના છાણને લુગડામાં ઘાલી, નીચોવીને પાણી વાલ ૪ કાઢવું, પછી તે બંને એકઠું કરીને રોજ આંજવું. દિન ૨૧ સૂધી આંજયા કરવું.

## દવા ૩૬ મી—આંખનું તેજ વધે

હર્ડેની છાલ વાલ ૪, બહેડાંની છાલ વાલ ૪ તથા આંબળાંની છાલ વાલ ૪, એ બધાંને ગુવાર—ગવાર—ના પાંદડાંના રસમાં ખળ કરવો. પછી તેમાં બરાસ વાલ ૪ નાખી પરતવું. પછી સુકાય એટલે તેનું દિન ૪૮ સૂધી અંજન કરવું.

**ઉપાય ૨ જો**—હર્ડેદળ વાલ ૪, આંબળાં વાલ ૪, બહેડાની મીંજ વાલ ૪, અને સિંધવ વાલ ૪, એ બધાંને ખળમાં ખળવું, ને પછી તેમાં મધ મેળવી દિન ૨૧ સૂધી અંજન કરવું.

### દવા ૩૭ મી—ફુલ ઓગળી જાય

ગળોનું સત્વ વાલ ૪, ને સિંધવ વાલ ૨, એ બેને ઝીણું પરતી, મધ સાથે દિન ૨૧ સૂધી અંજન કરવું.

### દવા ૩૮ મી—આંખની છાયા જાય

અર્ડુસાના પાનાનો રસ ટાંક ૧, મધ ટાંક ૧, પિંપર ટાંક ૧, એ ત્રણે વસ્તુઓને ઝીણી ખાંડી, ખળમાં ૧૨ પહોર સૂધી પરતવી, પછી તેનું દિન ૪૮ સૂધી અંજન કરવું, એટલે છાયા કપાશે.

### દવા ૩૯ મી—ઉપાય ૨ જો

સુરોખાર ચોકખો શોધેલો વાલ ૪, સમુદ્રફીણ વાલ ૪, સાકર ઉજળી વાલ ૪, ભેંસા રાઠોડીનું મૂળ વાલ ૪, અને હીમજીહર્ડે વાલ ૪, એ સર્વે એકઠાં કરીને ખાંડવાં, ને ચાળી નાખ્યા પછી ગુલાબના પાણી—ગુલાબ જળમાં સાથે સોપારી જેવડી ગોળીઓ વાળવી. ગોળીઓ કરતા પહેલાં તેમાં બરાસ વાલ. ૪ તથા મરી ધોળાં વાલ ૧ નાંખવાં જોઇએ. પછી ગોળીને પાણીમાં ઘસીને અંજન કરવું.

### દવા ૪૦ મી—આંખ દુખતી હોય

મ્હોટી હર્ડે, સિંધવ, શીલાજીત, ને સોનાગેરુ, એ ચારે વાનાં ભેગાં કરી વાટવાં, ને પછી તેમાં પાણી રેડીને થોડું થોડું આંખની આસપાસ ચોપડવું.

### દવા ૪૧ મી—ફુલ પડચું હોય

માણસના નખ વાલ ૫ તથા અફીણ ટાંક ૫. પ્રથમ માણસના નખને બાળી રાખ કરવી, ને તે તથા અફીણ ભેગાં વાટવાં, પછી ત્હેને દાડમની કળીઓના રસ સાથે ખળ કરવાં, ને ગોળી વાળવી, ને તેને પાણીમાં ઘસીને આંખે અંજન કરવું.

### દવા ૪૨ મી—આંખનું ફુલ

વડના દૂધમાં કપૂર મેળવી અંજન કરવું. હીંગોળાની મીંજ દૂધમાં ઘસીને દિન ૭ સૂધી અંજન કરે તો તરત મટીને આરામ થાય.

## દવા ૪૩ મી—રતાંધળાની દવા

રસાંજન, આંબા હળદર, ચંબેલીનો પાલો, (પાનાં) લીમડાનો પાલો, સરખે ભાગે લેઈ ગાયના છાણના પાણીમાં વાટી ગોળી બાંધી પાણીમાં ઘસીને અંજન કરવું.

## દવા ૪૪ મી—આંખમાં છારી વળી હોય, ફુલ પડયું હોય અથવા ઝાંખ વળી હોય ત્હેની દવા

વીરભાણના વાળા રૂ. ૧૦ ભાર, કપૂર કાચલી રૂ. ૫ ભાર, કેવડાની ડોશી રૂ. ૭ ભાર, ચીડાની મોથ રૂ. ૫ ભાર, એલચી રૂ. ૩ ભાર, કપૂર રૂ. ૩ ભાર, લવિંગ રૂ. ૨ ભાર, કેસર રૂ. ૧ ભાર, રતાંજલી રૂ. ૩ ભાર.

ઉપરની સઘળી રકમોમાંથી કેસર તથા કપૂરને ખાંડવાં નહિ, પણ બાકીની રકમોને ખાંડી ઝીણો ભૂકો કર્યા પછી તેમાં કેસર તથા કપૂર નાંખવું, ને કેળનું પાણી રેડી તેનો ગોળો બનાવવો. પછી તે ગોળો તવા ઉપર મૂકી તેની ઉપર ચીનાઈ માટીનો વાડકો ઉંધો પાડવો, ને તવા સાથે તે વાડકાને ઘઉંની કણકથી સાંધવો, પછી તવા નીચે સવા પાશેર ઘીનો દીવો કરી ગોળાને વાડકાની અંદર બળવા દેવો. આ વખતે સુરતા રાખવી કે વાડકા અને તવાના સાંધામાંથી વરાળ નીકળી ન જાય, જો તેમ થતું દેખાય તો તે જગોએ ઘઉંની કણક દાબી વરાળ જતી બંધ કરવી. ઘીનો દીવો બળી રહ્યા પછી તેની જગોએ સવા પાશેર ચોકખા તલીના તેલનો દીવો બાળવો. તે દીવો બળી રહ્યા પછી તવો નીચે ઉતારી લેઈ, તેની ઉપરના વાડકાને ધીમેથી ઉપાડી લેવો, ને તેની અંદર બાઝેલી ખપોટિયોને ભેગી કરી એક કાચની સીસીમાં ભરી રાખવી ને પછી ત્હેનું આંખમાં અંજન કરવું. આથી ઉપર જણાવેલાં આંખનાં દર્દ મટે છે. આ દવા અજમાવી જોયેલી છે.

## ૧૬ ઓછાડ-છોકરાંના ઓછાડના દર્દનો મલમ

રાલ ટાંક ૧, લોબાન ટાંક ૧, રસ કપૂર ટાંક ૧, સિંદુર ટાંક ૧, આંબળાં ટાંક ૧, હીંગળો ટાંક ૧, ફટકડી ટાંક ૧, કાળી સોપારી ટાંક ૧, બોદાર ટાંક ૧, તપકીર ટાંક ૧ાા, સોનાગેરુ ટાંક ૧ાા, ગંધક ટાંક ૧ાા, હીરા દખ્ખણ ટાંક ૧ાા, કલાઈ સપેતો ટાંક ૧ાા, મોરથુથુ વાલ ૨ાા.

એ બધાંને ખાંડી, ખળમાં ઘુંટવું, પછી ગાયના ઘી શેર એકને સો વાર ધોયા પછી તેમાં બધી ઘુંટેલી વસ્તુઓ નાખીને ફરી ઘુંટવું ને પછી ચોપડવું. એક દહાડા સૂધી નહાવા દેવું નહિ.

## ૧૭ અંતરગળ

**દવા ૧ લી**—શિલારસને તંબાકુના પાન ઉપર ચોપડીને અંતરગળ ઉપર મૂકી પાટો બાંધવો.

**દવા ૨ જી**—ગૂલરની (ઉમેડા) અંતર છાલ, તળાવની લીલ, કબુતરની હગાર, ગુગળ, કાચએળિયો, આંબા હળદર, ચામડિયો સરેસ, ધોળી કણેરનું મૂળ એને ઝીણું વાટીને ઉકાળવું, ને તંબાકુના પાને ચોપડીને બાંધવું.

### દવા ૩ જી—અંતરગળ ઉપર ચોપડવાની

એરંડા–દીવેલાની મીંજ પૈસા ૧ા ભાર, કાચ એળિયો પૈસા ૧ા ભાર, રેવંચીનો શીરો પૈસા ૧ા ભાર, મીસરી સાબુ પૈસા ૧ા ભાર, શિલારસ પૈસા ૧ા ભાર, એ બધાંને ખાંડી ભૂકો કરીને ખળ કરવો, ને બારીક ખળાય એટલે તેમાં લીંબુનો રસ નાખી ફરી ખળવું ને મલમ જેવું થાય એટલે અંતરગળ ઉપર ચોપડવું.

### દવા ૪ થી—અંતરગળના દર્દ ઉપર ખાવાનું ઓષદ

સોના મુખી ટાંક ૨, માલ કાંકણીનાં બી ટાંક ૨, એ બેને વાટીને મધની અંદર ચણાના દાણા જેવડી ગોળીઓ કરવી, ને દરરોજ સવારમાં બે ને સાંજે બે એ પ્રમાણે ખાવી.

**દવા ૫ મી**—કાકડીની મીંજ શેર ૦।, રાઈ ટાંક ૧।।, અને ગોળ શેર ૦।, એ સર્વેને એકઠાં કરીને એની સરખા માપની ૫૪ ગોળીઓ વાળવી, ને રોજ સવાર સાંજ એકેક ગોળી ગરમ પાણી સાથે ખાવી. આ પ્રમાણે દિન ૧૪, ૧૭, કે ૨૧ સૂધી કરવું.

કાકડીની મીંજ તથા રાઇને ખાંડી ઝીણી લોટ જેવી કર્યાં પછી ગોળમાં મેળવવી.

### ચોપડવાની દવા

દીવેલીને વાટી બકરીના દૂધમાં ખદખદાવી. ખમી શકાય તેવું ગરમ રાખીને દિન ૧૪ સૂધી ચોપડવું.

### દવા ૬ ઠ્ઠી—ખાવાની દવા

ફુલાવેલા ટંકણખાર વાલ ૧ ની ગોળ સાથે ગોળી કરીને દિન ૧૪ સૂધી ખાવી.

**દવા ૭ મી**—કડવી નાહીનો કંદ ઘસીને ચોપડીએ તો મટે.

### દવા ૮ મી—ડામ દેવો

જો ડાંબી તરફની ગોટી-ગોળી-માં દર્દ હોય તો જમણા હાથના અંગુઠાની ધોરી નસને લોઢાનો ડામ દેવો, અને જો જમણી તરફની ગોટીમાં દર્દ હોય તો ડાબા હાથના અંગુઠાની ધોરી નસ ઉપર લોઢાનો ડામ દેવાથી ઘણો ફાયદો થાય છે.

### દવા ૯ મી—ખાવાની દવા

કીદરુ પૈસા ૧ ભાર, તથા ખાંડ પૈસા ૨ ભાર, હંમેશાં ગાયના દૂધ સાથે ખાય તો ફાયદો થાય.

### દવા ૧૦ મી—પીવાની

સુવા-સવા-રૂ. ૩ ભાર, તથા મેથી રૂ. ૪ ભાર, એ બેને મીઠા પાણીના કુવાના પાણી શેર ૮ માં ઉકાળી શેર ૧ પાણી રહે ત્યારે લુગડે ગાળી, તેમાં મધ, અથવા બકરીનું કે ગાયનું ઘી પૈસા ૯ ભાર નાખીને સવારમાં ઉભાં ઉભાં પીવું. દિન ૧૪ સૂધી પીવાથી આરામ થાય. પણ આ દવા, રોગની શરુઆતમાં જ કરવાથી ફાયદો કરે છે.

**દવા ૧૧ મી**—માણસનાં માથાની તુમડીના હાડકાને પાણીમાં ઘસીને ચોપડવાથી આ રોગ મટે છે.

**દવા ૧૨ મી**—ચોપડવાની-કાળિયા સરસના પાનાંનો રસ કાઢી તેમાં ઘોડાવજ ઘસીને તથા તેમાં સોનાગેરુ મેળવીને ખૂબ ઉકાળીને ચોપડવું.

### ૧૮ અંબની-મરડાની-દવા

**દવા ૧ લી**—સુંઠ તોલો ૧, જાયફળ તોલો ૧, કેસર તોલો ૧, અફીણ તોલો ૧, અડાયાં છાંણાંની રાખ તોલા ૪, ઉપરની રકમોનું ચૂરણ બનાવી એક વાલથી બે વાલ સૂધી ઠંડા પાણી સાથે લે તો, ત્રણ દિવસમાં ગમે તેવો અંબ-મરડો-હોય તોપણ મટી જાય છે. આ દવા લોહીના મરડા ઉપર તો ઘણી જ સારી અસર કરે છે.

આ દવા લેતાં પહેલાં શરુઆતમાં એરંડિયા તેલનો જુલાબ લેવાની જરૂર છે. તે લીધા પછી જ દવા શરુ કરવી.

**દવા ૨ જી—મરડામાં લોહી પડતું હોય**

આંબાની અંતર છાલ શેર ૦। લાવીને તેને ખાંડવી, ને માંહે થોડું પાણી છાંટવું, ખંડાઈ રહે ત્યારે નીચોવીને તેમાંથી પાણી શેર ૦। કાઢવું, અને તેમાં કળી ચૂનો વાલ ૨, નાખવો, ને પછી પાવું. આ પ્રમાણે દિન ૩ સુધી કરવાથી અંબ—મરડો—મટે છે.

**દવા ૩ જી—ખાવાની દવા**

ગોળ રૂ. ૨ ભાર, તેલ રૂ. ૪ ભાર, સુવા રૂ. ૫ ભાર, તથા અફીણ વાલ ૫, એને વાટીને ફાકી કરવી, ને રોજ સાંજે ઉમ્મરના પ્રમાણમાં વધતી ઓછી ખવડાવવી.

**દવા ૪ થી--પીવાની**

પાણીને ગરમ કરી તેમાં બે પૈસા ભાર ઘી, તથા જરા મીઠું નાખીને બે ત્રણ દિવસ સૂધી પીવું.

**દવા ૫--મી ખાવાની**

કેરીની ગોટલી, બીલી, ધાવરાનાં ફૂલ, મોચરસ, સુંઠ, જાંબુડાના ઠળિયા, અજમોદ, કંતાનનાં બીજ, અને ઇન્દ્રજવ, એ બધી વસ્તુઓને સમભાગે લેઈ ખાંડી રૂ ૨ ભાર દહીં સાથે મેળવીને દિન સાત સૂધી ખાવી.

**દવા ૬ ઠ્ઠી--અજીરણ પણ મટે**

સુંઠ ટાંક ૪, લસણ ટાંક ૪, ખસખસ ટાંક ૪, સાજીખાર ટાંક ૪, અને સંચોરો ટાંક ૪, એને ખાંડીને ગોળ સાથે ચણીબોર જેવડી ગોળીઓ વાળવી, ને રોજ સાંજ સવાર એકેક ખાવી.

## ૧૯ ઉબકાની દવા

**દવા ૧ લી**--ભમરીનું ઘર, કમળ કાકડી, લવિંગ, એલચી, વાવડંગ અક્કલકરો, મરી, ખારેક, મોરનાં પીછાંનો ચાંલ્લો, એ બધું પા પા ($\frac{1}{4}$, $\frac{1}{4}$ ૦।, ૦।) રૂપિયા ભાર લેવું, તેમાં મોરના પીંછાનો ચાંલ્લો બાળીને લેવો.

પછી બધી જણસો વાટીને મધમાં અળવાઈ કરીને દિન સાત સૂધી સરખે ભાગે ચાટવી. ખટાઈ, હીંગ, ખાવાં નહિ.

## ગર્ભવંતી સ્ત્રીને ઉબકા* આવે તેની દવા

**દવા ૨ જી**—ઇન્દ્રજવ પૈસા ૦॥ ભારને ઘીમાં સેકવા, પછી ત્હેને ઝીણા વાટી ત્હેની જુના ગોળમાં ચણોઠી જેવડી ગોળીઓ કરી, સવાર સાંજ એકેક ખવડાવવી.

## ૨૦ માથે ઉંદરી થાય છે ત્હેની દવા

**દવા ૧ લી**—માથામાં જ્યાં આગળ ચેળ-ખુજલી-આવતી હોય, ત્યાં આગળ એરંડિયું ખૂબ ઘસીને ચોપડવું, પછી તે જગા ઉપર દૂધ તથા ગોળ એકઠાં કરીને મસળવું.

**દવા ૨ જી**--જે જગા ઉપર ઉંદરી થઈ હોય તે જગા ઉપર દીવેલ ઘસી, તે ઉપર પ્યાજ-ડુંગળી-તથા લસણ વાટીને મસળે તો ચેળ મટે, તથા માથાના નિમાળા-કેસ-ખરી પડતા રહે.

## ૨૧ ઊનવાની દવા

### ઊનવા ઘણો બળતો હોય

**દવા ૧ લી**—ઊનવા તથા પેસાબે તનખા મારતા હોય.

જે માણુસને પિત્તવાયુ વધી ગયો હોય ત્હેને આ દર્દ થાય છે.

સુરોખાર રૂ. ૧॥ ભાર, ને સાકર રૂ. ૧॥ ભાર, એ બન્નેને રોજ પાણીમાં ઓગાળીને દિન ત્રણ, કે સાત સૂધી પીવું. ખારું, ખાટું, ખાતૃં નહિ.

**દવા ૨ જી**—લાજુ લાડીનું મૂળિયું, દિન સાત સૂધી પાણીમાં ઘસીને પાય તો મટે.

**દવા ૩ જી**—વાંકલાનાં બી વાટીને દૂધમાં પીએ તો મટે.

**દવા ૪ થી**—સુરોખાર ટાંક ૧ તથા સાકર ટાંક ૨, વાટીને પાણી સાથે પીએ તો મટે.

## ૨૨ ઉંઘમાં પેસાબ થઈ જતો હોય તેની દવા

**દવા ૧ લી**—ટાઢની મોસમમાં પેસાબ થતો હોય તો તેનો ઉપાય.

ઇસબંદ, ઘી, તથા ખાંડ એકઠાં કરીને ખાય તો મટે.

---

* કેટલીક સ્ત્રીઓને આ રોગ સ્વાભાવિક રીતે લાગુ પડેલો હોય છે.

**દવા ૨ જી—ગરમી-ઊનાળાની-મોસમમાં થતા હોય**

ધાણા પૈસા ૧ ભારને ખાંડી ભૂકો કરી, તેમાં ખાંડ પૈસા ૪ ભાર મેળ-વીને ફાકી મારે તો મટે.

## ૨૩ ઉધરસની દવા

ટંકણ ખાર રૂ. ૦ાા ભાર, ને જીરું રૂ. ૦ાા ભાર એ બેને વાટીને રાતે પાણી સાથે ફાકે તો ઉધરસ મટે.

## ૨૪ (ઝેરી) ઉંદર કરડે તે પર દવા

બિલાડીનો દાંત પાણીમાં ઘસી, કરડેલા ભાગ ઉપર ચોપડવાથી ઝેર ઉતરે છે.

## ૨૫ ઊલટી-વામીટ-મટવાની દવા

**દવા ૧ લી**—સિંધવ પૈસા ૪ ભાર, ને આકડાનું દૂધ પૈસા ૪ ભાર, એ બેને દેવતા ઉપર મૂકી ખદખદાવવું, ને પછી સુકવવું, ને પછી તેને બાળીને તેની ભસ્મ રતી એક, પાણી સાથે આપવી. ખાટું ખારું ખાવું નહિ.

**દવા ૨ જી**—થોરના દૂધને સુકવી તેની ભસ્મ કરવી ને વાલ ૦ાા ગાયના દૂધમાં આપવી. ખટાસ, મરચું ખાવું નહિ.

**દવા ૩ જી**—એલચી, ડાંગેરની ધાણી, લવિંગ, નાગકેસર, લીંડીપિંપળ, કાંગ, બોરના ઠળિયાની મીંજ, મોથ, ને સુખડ.

ઉપરની નવ ચીજોને સરખે ભાગે લેઈ ખૂબ ઝીણી ખાંડીને ચાળી નાખવી, ને તેનું એક તોલો ચૂર્ણ લેઈ તેમાં બે તોલા મધ, ને બે તોલા સાકર મેળવીને રોજ સવારમાં ચાટવું. તેથી ગમે તેવી અસાધ્ય ઉલટી હશે તે પણ મટશે.

**દવા ૪ થી--જીરાદિ ચૂર્ણ**

જીરું શેર ૦૧ અને ધાણા સુકા શેર ૦૧.

આ બન્ને વસ્તુઓને ખાંડ્યા વિના આખીને આખી એક શેર ઘીમાં નાંખવી, ને મ્હેમાં શેર પાંચ પાણી રેડી ચુલા ઉપર ચઢાવવું, ને પાણી બળી જતા સૂધી ઉકાળવું, પછી તેમાંથી ચોખ્ખું ઘી, ગાળી લેવું, ને તે સાંજ સવાર રૂ ૧, ભાર ભાતની સાથે ખાવું.

## દવા ૫ મી--કવાથ

લીમડા ઉપરની ગળો ધાણા, કાળી દ્રાક્ષ, કરિયાતુ, હર્ડેદળ, વીરભાણના વાળા, મોથ, અને આં. કુટકાં.

આ બધી વસ્તુઓને અધોલ, અધોલ લેવી, ને ભેગી કરી ખાંડીને તેનું ચૂર્ણ કરવું, ને ચૂરણમાંથી અધોલ ચૂરણમાં અર્ધશેર પાણી રેડીને ઉકાળવું, ને નવટાંક પાણી રહે ત્યારે ઉતારી લેઈ ગાળીને દર રોજ સવારમાં પીવું. ગળતાં જે કુચા રહે તે સાંજના અધોળ ચૂરણ સાથે ફરી ઉકાળવા, પણ બીજે દિવસે તે બંને કાઢી નાખી, બીજું ચૂરણ પહેલા દવસ પેઠે ઉકાળવું.

## ઉલટી કરાવવાની દવા ૬ ઠ્ઠી

મીંઢળ રૂ. ૧ ભાર, ને સિંધવ રૂ. ૦॥ ભાર, એ બેઉને ખાંડી ઝીણું કરી નયણે કોઠે રૂ. ૦। ભારની ફાકી મારવી, ને ઉપર ગરમ પાણી પીવું એટલે ઉલટી થઈ પરસેવો થશે.

## દવા ૭ મી—ઉલટી બંધ થવાની દવા

લીમડાના પાનાનો રસ. પૈસા ૧ ભાર, તથા એલચી દાણા પૈસા ૦॥ ભાર એ બેને ખાંડીને ફાકી મારે તો ઉલટી મટે.

**દવા ૮ મી**--મોરના પીંછાના ચાંલ્લા ૨ તથા ભમરીનું ઘર ટાંક ૨, સોપારી જૂનું એક બાળીને તેમાંથી વાલ ૧, એ બધું વાટીને પાણી સાથે પાવાથી ઉલટી સમે છે.

**દવા ૯ મી**—સિંધવ, ઘીમાં નાખીને પાવો.

**દવા ૧૦ મી**—પિત્તપાપડાનો ઉકાળો મધ સાથે આપવો.

## દવા ૧૧ મી—બાળકની ઓકારી-ઉલટી-ની દવા

કેરીની ગોટલી તથા ચોખાની ધાણી, (ડાંગેરની ધાણી) અને સિંધવ-ખાર એને બારીક વાટી મધ સાથે ચટાડવું.

## દવા ૧૨ મી—બાળક ધાવે, કે તરત ઓકે છે તે બંધ કરવાની દવા

ભોંય રીંગણીના ઝુંડવાનો રસ, પિપરો, પિંપરીમૂળ, ચવ્યક, ચિત્રક, અને સુંઠ એને ઝીણું વાટી મધ સાથે ચટાડવું.

**દવા ૧૩ મી**—પિંપરને ઝીણી ખાંડી તેમાં મોર પીંછાંના ચાંલ્લાની રાખ-ભસ્મ-ભેળવી મધમાં ચટાડવી.

### ૨૬ કમળાના ઉપાય

**દવા ૧ લી**—કરિયાતું ટાંક ૧॥ અને સાકર ટાંક ૧॥ એ બેને વાટીને ટાઢા પાણી સાથે દિન ત્રણ સૂધી પાઇએ તો કમળો મટે.

**દવા ૨ જી**—હરડાં ટાંક ૨, અને ધોળી દ્રાક્ષ ટાંક ૨, એ બેને વાટીને રોજ ૧૪ દિવસ સુધી ખાવાં.

**દવા ૩ જી**—કડુ ટાંક ૧૦, અને સાકર શેર ૦॥ ને એકઠાં કરીને ખાંડી, ભૂકો કરવો, ને તેનાં સરખા વજનનાં ૧૪ પડીકાં કરીને પ્રભાતમાં એકેક પડીકું ટાઢા પાણી સાથે ફાકવું.

**દવા ૪ થી**—મીઠી ડોડીનો રસ પળી ૧ તથા મધ પળી એક એકઠાં કરીને પીવાથી કમળો મટે.

**દવા ૫ મી**—વણમૂળ-ને ચોખાના ધોવણ સાથે ઘસીને પાવું.

**દવા ૬ ઠ્ઠી**—હળદર, શિલાજીત, અને આમલીનું ચૂર્ણ, પાણી સાથે આપવું.

**દવા ૭ મી—કમળો તથા પિંડ રોગ મટે**

મોથ, ખેર, પિંપળ, ચિત્રો, સડકચૂરો, સુંઠ ને, વાવડીંગ એ બધાંને બરાબર વજને લેઈ બારીક ખાંડી દરરોજ સવારમાં તેની રૂ. ૦॥ ભારની ફાકી મારે તો મટે.

**દવા ૮ મી**—તાંદલજા-ઝરખલા-ની ભાજીનો રસ શેર ૦। તથા સાકર શેર ૦। એકઠું કરી પીએ તો પિત્તનો કમળો મટે.

**દવા ૯ મી**—ગેરુ, ફટકડી, હળદર, આંબળાં, એ સર્વેને ટાઢા પાણીમાં ઘસીને અંજન કરવું, ને પછી ગાયના દૂધમાં સુંઠની ભૂકી નાખીને પીવું.

**દવા ૧૦ મી**—દેવ ડાંગરના ફળનું ચૂર્ણ એક ચોખા ભાર લેઇને નાક વાટે તાણવું, તેથી તે વાટે પીળું પીળું પાણી નીકળી જઈ કમળો મટશે.

**દવા ૧૧ મી**—ત્રિફળા, અર્ડુસો, કરિયાતું, લીમડાની સળીઓ, કડુ, ને ગળો એને સમભાગે લેઈ ઉકાળો કરીને પાવું.

**દવા ૧૨ મી**—મીંઢળ આખું છાંડાં સાથે ખાંડવું, તેમાંથી અર્ધો ભાગ લેઈ દહીં તોલા બેમાં ચટાડવું, ને બીજું અર્ધું રહ્યું તે બીજે દહાડે દહીં તોલા બેમાં ચટાડવું, એટલે લીલાં પીળાં ઓકાવશે, અથવા ઝાડા વાટે કમળાનો રોગ નીકળી જશે. તેની ઉપર ભાત, સાકર ને ઘી વિના બીજું કાંઈ ખાવું નહિ.

**દવા ૧૩ મી—કમળો તથા ઝામર***

પાડવેલાનાં બે સુકાયેલાં જીંડવાં લાવી, તેમાંથી ફક્ત બીજ જ કાઢી નાખીને પાણી ભરવું, ને રાતે ઝાકળે રાખી મૂકી, સવારમાં તે પાણી જરા સુંઘાડવું તેથી નાક વાટે, મગજમાંથી કમળો નીકળી જશે.

## ૨૭ શરીરે કરોળિયા થાય છે ત્હેની દવા

**દવા ૧ લી**—હળદર શેર ૧ાા અને કુંવાડિયાનાં બી શેર ૧, તથા સાજી શેર ૧ાા એ ત્રણેને ખાંડી ભુકો કરી, કુંવારના લાબરાને ચીરીને તેમાં ભરવો, ને છાંએ સુકવવું, પછી તેમાંથી કાઢી લેઇને છાંએ સુકવી, તેમાંથી પાસેર ખવડાવ્યાથી સારું થાય.

**દવા ૨ જી**—મૂળાનાં પીળાં પાકાં પાનાંના રસમાં કુંવાડિયાના બીનો ઝીણો ભૂકો મેળવી તેનો કરોળયાપર દિવસમાં ત્રણ વાર લેપ કરવો, ને તડકે કલાક સૂધી રહેવું. ને પછી ટુંડા, કે ગરમ પાણીથી નહાવું.

**દવા ૩ જી**—તેલિયો દેવદાર, લીંબુના રસમાં ઘસીને ચોપડવો.

**દવા ૪ થી**—બહેડાનાં કે તલનાં ફૂલને પાણીમાં ઘસીને ચોળવું.

**દવા ૫ મી**—આવચીને લીંબુના રસમાં ખૂબ ઝીણી વાટીને ચોપડવી.

## ૨૮ કફનો ઉપાય

મ્હોટી હર્ડેદળ રૂ. ૧ ભાર, ફુલાવેલો ટંકણખાર રૂ. ૧ ભાર, વરાગડુ મીઠું રૂ. ૧ ભાર, સાકર રૂ. ૧ ભાર, સોના મુખી રૂ ૧. ભાર, મરી કાળાં રૂ. ૧ ભાર, અને દ્રાક્ષ રૂ. ૧ ભાર, તથા સિંધવ રૂ. ૧ ભાર.

આ બધાંને ખાંડી ભૂકો કરી, કપડે ચાળી લેવું, પછી એક મ્હોટું દાડમ લેઈ તેમાંનાં બી-કળિયા-કાઢી નાખી તેમાં પેલો બધો ભૂકો ભરવો, ને કપડછાણ કરી બાફવું. બફાઈ રહ્યા પછી તેમાંનો બધો મસાલો, ને દાડ-

---

* દવા બરોબર ન આવડે તો ભય ભરેલી છે. માટે વિચારીને કરવી.

મનાં કાઢી લીધેલાં બી, ખળમાં નાખીને ખળ કરવો, ને તેની લખોટી જેવડી ગોળીઓ કરી સવાર સાંજ એકેક ગોળી ખાવી. ખટાશ, મરચું, ને તેલ ખાવાં નહિ. ખાધામાં આવે તો દવાનો ગુણ લાગે નહિ.

## ૨૯ કપૂર બનાવવાની રીત

કેળનો રસ કાઢવો, ને તેને વલોવવો, ને પછી ઠરવા દેવો, જે ઉપરનું પાણી થોડુંક કાઢી નાખવું, પછી પેલા ઠરેલા જાડા પાણીમાં શેર પાણીના વજનમાં નવટાંક સુરોખાર વાટીને નાંખવો, પછી એક માટીના કોરા વાસણમાં ખડીનો લેપ કરવો, ને સુકવવું, એમ ત્રણવાર લેપ કરીને સુકવ્યા પછી પેલો સુરોખારવાળો રસ તેમાં રેડી ચુલા ઉપર મેલવું, ને ધીમે તાપે ઉકળવા દેવું. ને ઠરવા આવે ત્યારે ઉતારી લેઈ સુકવવું એટલે કપૂર થશે.

## ૩૦ કડવી દૂધીને મીઠી કરવાની રીત

કડવી દૂધીમાં ઉસ્તકાઇનો ભુકો નાખીને બાફવી એટલે મીઠી થશે.

## ૩૧ કલાઈ મારવાની રીત–ને ઉપયોગ

કલાઇને ગાળીને તેનો રસ ગાયના મૂતરમાં રેડવો, પછી ફરીને તેને લીંબુના રસમાં ગાળીને તે અને કલાઇનો રસ એક કોરા કલેઢામાં નાખવો, ને તેમાં અજમો તથા હળદર ભેળવીને કલેઢું ચુલા ઉપર ચઢાવવું, ને નીચે ધીમો તાપ કરી, કલેઢામાં અજમો ને હળદર નાખતા જવું. અજમો ને હળદર બળીને રાખ થાય એટલે ફરીને તેને તે વસ્તુઓ નાખતા જવી, ને કલાઇને કડછીવતી હલાવતા જવું. એમ કલાઇની રાખ–ભસ્મ–થાય ત્યાં સૂધી કર્યાં કરવું. રાખ થાય એટલે ઉતારીને જૂદા જૂદા અનુપાનમાં જૂદા જૂદા રોગ ઉપર નીચે પ્રમાણે આપવી.

ભસ્મ, બરોબર થઈ છે કે નહિ, તે જોવા માટે ત્હેને દેવતાના અંગારા ઉપર થોડી નાખવી, જો તેમાંથી ‘જરા પણ ધૂમાડો નીકળે તો તેમાં હજુ કચાસ રહી ગઈ છે,’ એમ સમજી કદી પણ તેનો દવા તરીકે ઉપયોગ કરવો નહિ, કેમકે હર કોઈ ધાતુની ભસ્મ કાચી હોય તો જ તેમાંથી ધુમાડો નીકળે છે. બરોબર રીતે–જોઇએ તેવી–બળી ગયેલી ધાતુમાંથી ધુમાડો કદી પણ નીકળતો જ નથી.

## કલાઈ ભસ્મના જૂદા જૂદા ઉપયોગ

**ઉપાય ૧ લો**—કલાઇની ભસ્મ ટાંક ૦૧, ને કપૂર માસા ૧ એ બેને મેળવીને ખાય તો મોંની દુર્ગંધ મટે.

**ઉપાય ૨ જો**—જાયફળ સાથે કલાઈ ભસ્મ ખાધી હોય તો શરીર પુષ્ટ થાય તેમાં કલાઈ ભસ્મ માસો ૧ ને જાયફળ ટાંક ૦૧ સાથે ખાવાની છે.

**ઉપાય ૩ જો**—કલાઇની ભસ્મ માસા ૧, ને તુલસીનાં પાનાં ટાંક ૦૧ સાથે ખાય તો તનકિયો પ્રમેહ મટે.

**ઉપાય ૪ થો**—કલાઈ ભસ્મ માસા ૧, ને ગાયના ઘી ટાંક ૫ સાથે મેળવીને દિન ૨૧ સૂધી ખાય તો ક્ષય રોગ મટે.

**ઉપાય ૫ મો**—કલાઈ ભસ્મ માસા ૧, ને હળદર ટાંક ૫ માં ખાય તો રક્તપિત્ત-રગત પિત્ત-મટે.

**ઉપાય ૬ ઠ્ઠો**—કલાઈ ભસ્મ માસા ૧, ને મધ ટાંક ૫ માં મેળવીને ખાય તો પુરુષાતન આવે.

**ઉપાય ૭ મો**—કલાઈ ભસ્મ માસા ૧, ને મરિયાં ટાંક ૫ ના ભૂકા સાથે ખાય તો મહા રોગ મટે.

**ઉપાય ૮ મો**—કલાઈ ભસ્મ માસા ૧, ને પિંપળ ટાંક ૫ સાથે ખાય તો ભૂખ વધે. ને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય.

**ઉપાય ૯ મો**—કલાઈ માસા ૧, ને નાગરવેલનાં પાન ટાંક ૦૧ સાથે ખાય તો ધાતુ વધે. પુરુષમાં આવે.

**ઉપાય ૧૦ મો**—કલાઈ ભસ્મ માસા ૧, ને કાથા ટાંક ૦૧ સાથે ખાય તો સ્ત્રીનુ રક્ત વહેતું બંધ થાય. (રક્ત પ્રદર)

**ઉપાય ૧૧ મો**—કલાઈ ભસ્મ માસા ૧, ને સમુદ્ર ફળ ટાંક ૦૧ સાથે મેળવીને ખાય તો નાકનું પીનસ જાય.

**ઉપાય ૧૨ મો**—કલાઇની ભસ્મ માસા ૧ ને ચંપાના ફૂલ ટાંક ૦૧ સાથે ખાય તો શરીરનો પરસેવો ગંધાતો મટે.

**ઉપાય ૧૩ મો**—કલાઇની ભસ્મ માસા ૧, ને કસ્તુરી રતી ૧ સાથે ખાય તો સ્ત્રી સંગ વધારે વાર કરે.

**ઉપાય ૧૪ મો**—કલાઇની ભસ્મ માસા ૧, ને ગોળ ટાંક ૦૧ સાથે મેળવીને ખાય તો અન્ન પાચન થાય. પાચન શક્તિ વધે.

**ઉપાય ૧૫ મો**--કલાઇની ભસ્મ માસા ૧, ને મધ ટાંક ૦૧ સાથે મેળવીને ખાય તો ભાગ્યાં હાડ સંધાય.

**ઉપાય ૧૬ મો**--કલાઇની ભસ્મ માસા ૧, ને નાક છીંકણી—તડાક છીંકણીના પાના—માસા ૦૧ સાથે ખાય તો પુરુષાતન વધે—ને ધાતુ સ્તંભન થાય.

## ૩૨ કૃમી—કરમિયા—ચરમિયા—ની દવા

**દવા ૧ લી**—વાવડંગને દૂધમાં ઉકાળીને પાવાથી કરમીયા મટે છે, તેમ પેટમાં ઉંચા ચઢતા નથી.

### દવા ૨ જી—કવાથ

ખેરસાલ પૈસા ૧ ભાર, ઇન્દ્રજવ પૈસા ૧ ભાર, લીમડાની છાલ પૈસા ૧ ભાર, ખુરાસાની વજ પૈસા ૧ ભાર, સુંઠ પૈસા ૧ ભાર, પિંપળ પૈસા ૧ ભાર, મરી પૈસા ૧ ભાર, ત્રિફળા પૈસા ૧ ભાર, અજમો પૈસા ૧ ભાર, કરમાણી અજમો પૈસા ૧ ભાર, વાવડંગ પૈસા ૧ ભાર, ને કાળીજીરી પૈસા ૧ ભાર.

આ બધી વસ્તુઓને ખાંડી સરખા વજનનાં સાત પડીકાં કરવાં, ને રોજ એકેક પડીકું પાણીમાં ઉકાળીને પાવું, તેમ ઉકળતી વખતે તેમાં ગૌમૂત્ર પૈસા ૪ ભાર નાખવું. આ પ્રમાણે દિન સાત સૂધી પાવાથી કૃમી મટી જઈ ફરી થશે નહિ.

**દવા ૩ જી**—ખળખીજ ટાંક ૩ ને વાટી તેલની કુલેરમાં* નાખીને ખવડાવીએ તો કૃમીયાની કોથળી નીકળી પડે.

### દવા ૪ થી—કૃમીનો ગોળો બેસાડવાની દવા

એલચી રૂ ૧ ભાર, ને લવિંગ રૂ ૧ ભાર, એ બેને સેકીને તેમાં સંચળ રૂ ૧ ભાર, તથા ફુલાવેલી હીંગ રૂ ૧ ભાર, મેળવીને ખૂબ ઝીણા વાટવાં ને તેમાંથી છોકરાંની ઉમ્મર પ્રમાણે ફાકી મરાવવી.

---

* બાજરીના લોટમાં ઘી તથા ગોળ નાખી જે બનાવે છે ત્હેને કુલેર કહે છે. તેલની કુલેર એટલે ઘીને ઠેકાણે તેલ નાખેલી કુલેર—

**દવા ૫ મી**—નાક છીંકણી–તડાક–છીંકણીના એક પાનને અથવા અર્ધાં પાનને પાણીમાં વાટીને પાવાથી દર્દીને જોરમાં ઉલટી થઈ કૃમીનો ગોળો તરત બેસી જશે. આ દવા કરી જોયેલી છે. તેથી ગમે તેવો ગોળો હેટ બેસે છે.

## દવા ૬ ઠ્ઠી—કરમિયા થયા હોય

ખેરસાલ રૂ. ০॥ ભાર, કડુ રૂ. ০॥ ભાર, પિત્તપાપડો રૂ. ০॥ ભાર, વજ રૂ. ০॥ ભાર, હરડેદળ રૂ. ০॥ ભાર, બેહેડાં રૂ. ০॥ ભાર, આંબળાં રૂ. ০॥ ભાર, સુંઠ રૂ. ০॥ ભાર, કાળાં મરી રૂ. ০॥ ભાર, પિંપર રૂ. ০॥ ભાર, નસોતર રૂ. ০॥ ભાર.

આ બધાંને ખાંડી કપડાવતી ચાળી ગાયના મૂત્ર સાથે મરીના દાણા જેવડી ગોળીઓ વાળવી, ને રોજ એકેક ગોળી ખવડાવવી. બાળક, કદી ના ખાય તો પાણીમાં ઘસીને પાવી. ખારું, ખાટું ખાવા આપવું નહિ.

**દવા ૭ મી**—કંપીલો તોલા ૨, ને ખાટા દહીંમાં મેળવીને વય પ્રમાણે ખવડાવે તો તમામ કરમિયા મરી જઇને ઝાડા વાટે નીકળી પડે. પણ એ દવા ખવડાવતાં પહેલાં દર્દીને ગોળ ખવડાવવો ને બીજે દહાડે આ દવા આપવી. આથી ગોળને બધા કરમિયા વળગીને બીજે દિવસે (દવાના દિવસે) નીકળી જશે.

**દવા ૮ મી**—જૂની દાડમડીના ઝાડનું છાંડુ ટાંક ૪, ને પાણી શેર ૭માં ઉકાળી, શેર પાણી રહે ત્યારે ઉતારી લેવું, ને પછી ગાળી નાખીને તે પાણી-માંથી થોડું પાવું. તેથી કરમિયા મરી જશે.

**દવા ૯ મી**—સણનાં બી તોલા ૧, ને વાટી ગાયના મૂતરમાં ૨૧ દિવસ સુધી પીએ તો કરમિયાનો નાશ થાય.

**દવા ૧૦ મી**—કરમાણી અજમો તથા ખાખરાનાં બી બરાબર વજ-નનાં લેઈ બારીક ખાંડી ફાકી મરાવવી.

**દવા ૧૧ મી**—નગિયાંને ખાંડી ભૂકો કરી સવારે ખાય તો મટે.

**દવા ૧૨ મી**—મરડાશીંગ માસા ૩ નો ભૂકો કરી તેલ સાથે ખાય તો કરમિયા મરી જાય.

## ૩૩ કાનનાં દર્દોની દવા

### દવા ૧ લી—કાનમાં કાનખજૂરો-કાન પીછાડા-પેઠો હોય

ખડબુચાનાં બીજને પાણીમાં વાટી તે પાણીનાં ટીપાં કાનમાં મૂકીએ તો કાનખજૂરો મરીને નીકળી જાય.

### દવા ૨ જી—કાન પાકયો હોય

મોરથુથુ ફુલાવીને કાનમાં ભભરાવવું.

### દવા ૩ જી—કાન પાકી પરું વહેતું હોય

મજીઠ પૈસા ૦ા ભાર, દેવદારુ પૈસા ૦ા ભાર, સિંધવ પૈસા ૦ા ભાર, હીંગ પૈસા ૦ા ભાર, ઉપરેટ પૈસા ૦ા ભાર, એ પાંચે વાનાંને ઝીણાં ખાંડીને તેને બકરીના મૂતરમાં દિન સાત સૂધી ખળવાં, પછી ત્હેની ચણીબોર જેવડી ગોળીઓ વાળવી, ને બકરીના મૂતરમાં ઘસીને કાનમાં ટીપાં પાડવાં.

### દવા ૪ થી—કાનમાં ધાક પડી ગયા હોય તથા કાન બહેર મારતા હોય

સમડાની શીંગો બાફીને તેનો રસ કાઢવો, ને તેમાં નાગરવેલના પાનનો રસ મેળવવો, પછી એ બંને રસમાં સમુદ્રફીણ ઘસીને તેનાં કાનમાં ટીપાં પાડવાં.

### દવા ૫ મી—ગરમીથી કાન દુખતા હોય

સ્ત્રીના થાનના દૂધ (ધાવણ)નાં કાનમાં ટીપાં પાડવાં.

**દવા ૬ ઠ્ઠી**—લીંબુના રસનાં ટીપાં પાડવાથી પણ મટે છે.

**દવા ૭ મી**—લોહીથી કાન દુખતા હોય તો ફસ ખોલાવવી.

**દવા ૮ મી**—વજ અને કરિયાતાને તેલમાં ઉકાળી કાનમાં તે તેલનાં ટીપાં પાડવાં તેથી કાનનું દુઃખ મટશે.

### દવા ૯ મી—કાનમાં કીડા પડ્યા હોય ને બહાર નીકળતા ન હોય તો

એળિયાને વાટી ગાયના ઘીમાં ગરમ કરીને તે ઘી ટાઢું પડ્યા પછી કાનમાં રેડવું, તેથી કીડા મરી જશે.

### દવા ૧૦ મી—કાનમાં હંમેશાં પરું વહેતું હોય તો

ટંકણખાર ખાંડી ઝીણો ભૂકો કરી કાનમાં ભભરાવવો, ને ઉપર લીંબુના રસનાં ટીપાં પાડવાં.

### દવા ૧૧ મી—કાનમાં ગણગણાટ જેવો અવાજ થતો હોય તો

બદામનું તેલ રેડવું, અથવા દૂધીનું તેલ મૂકવું, ને દિવસમાં ચાર વાર જમવું.

### દવા ૧૨ મી—કાને બહેરાશ આવી ગઈ હોય તો

આકડાનાં પાંદડાં, દેવતા ઉપર ગરમ કરી તેના રસનાં કાનમાં ટીપાં પાડવાં. દિન ચાર સુધી કર્યાથી કાન ઉઘડશે.

**દવા ૧૩ મી—બહેરાશ થતાની શરુઆતમાં જ** ઉંટનું મૂતર લાવી રાતે સુતી વખતે કાનમાં ટીપાં પાડે તો ફાયદો થાય.

### દવા ૧૪ મી—કાન પાકી પરુ થતું હોય

સમુદ્રફીણનો ભૂકો, સોપારીની રાખ, અને કાથાનો ભૂકો, એ ત્રણે એકઠાં કરીને કાનમાં ભભરાવવાં.

### દવા ૧૫ મી—કાનની બહેરાસ

મરી દાણા ૭ ને તેલ ટાંક ૫ માં ઉકાળીને તે તેલ ટાઢું પડ્યા પછી તેનાં રુના પુમડાવતી કાનમાં ટીપાં મૂકવાં.

### દવા ૧૬ મી—કાન પાક્યો હોય

કોડીને બાળીને ઝીણી વાટવી, પછી છાસની પરાચમાં મીઠાનો કાંકરો નાખીને પરાચ ઉકાળવી, ને ટાઢી પડી ગયા પછી તેના થકી દિવસમાં ત્રણ ચાર વાર કાન ધોઈ નાખવો, પછી કાનમાં લીંબુના રસનાં ટીપાં પાડવાં, તેમ કોડીની રાખ ભભરાવી ને કાગળની ભુંગળી કરી કાનમાં ફૂંક મારવી એટલે કાન પાકતો હશે તો મટશે.

### દવા ૧૭ મી—કાનમાંથી પરુ વહેતું હોય તે બંધ કરવાની દવા

સમુદ્રફીણ, સોપારીની રાખ, ને કાથો, એ ત્રણેને ઝીણું વાટી કાનમાં મૂકવાથી પરુ વહેતું બંધ થશે.

### દવા ૧૮ મી—કાનનું બહેરાપણું

મૂળાના પાનનો રસ, કડવું તેલ, ને મધ, એને બરાબર વજનમાં લેઈ જરા ગરમ કરીને કાનમાં ભભરાવવાં.

### દવા ૧૯ મી—ઉપાય ૨ જો

સાકર તથા એલાયચીને બારીક વાટી કાનમાં મૂકવાં.

### દવા ૨૦ મી—ઉપાય ૩ જો

આકડા તથા ધંતુરાના પાનાના રસમાં વજને ઘસવી, ને તે ત્રણેમાં બે પૈસા ભાર તેલ તથા લસણની કળિયો પાંચને વાટીને નાખવી, ને પછી તે ખદખદાવવું, રસ બળી જાય, ને તેલ એકલું રહે ત્યારે ઉતારી લેઈ તે તેલનાં ટીપાં કાનમાં મૂકવાં

## ૩૪ કારેલાંને મીઠાં કરવાની રીત

કારેલાં સમારી તેમાં હર્ડે વાટી તેનો ભૂકો નાખે ને પછી બાફે તો તેની કડવાસ નીકળી જઇને મીઠાં થાય, પછી તેનું શાક કરવું.

## ૩૫ શરીરની કાન્તિ વધવાની દવા

આસંદને ઝીણી ખાંડીને ચાળી નાખવી, પછી તેના વજન બરોબર તેમાં ખાંડ ભેળીને ત્હેની સવારમાં ફાકી મારી ઉપર દૂધ પીવું તેથી કાન્તિમાં તથા બળમાં વધારો થાય છે.

## ૩૬ કેસ–નીમાળા

### દવા ૧ લી—કેસ વધવાની દવા

ગોખરુ તથા તલનાં ફૂલને સમ ભાગે લેઈ બહુ ઝીણો ભૂકો કરવો, પછી તેમાં ઘી તથા મધ સરખા વજનનાં નાખી ખળગાં ખળીને મલમ કરવો, ને તે કેસને ચોપડવો.

### દવા ૨ જી—માથે ટાલ પડી ગયેલા ભાગમાં ફરી કેસ લાવવાની દવા

હાથી દાંતની રાખ, અને રસાંજન, એ બેને સમભાગે લેઈ બકરીના દૂધમાં લેપ કરવાથી ગયેલા કેસ પાછા ઉગે છે.

### દવા ૩ જી—કેસ કાઢી નાખવાની દવા

કપૂર, ભીલામાં, શંખભસ્મ, જવખાર, અને મનસીલ, એ વસ્તુઓને સરખા વજનમાં લેઈ તેટલા જ વજનના તેલમાં કકડાવવી, ને કકડતી વખતે તેમાં હરતાલ વાલ ૧, ને ખાંડીને નાખવી, પછી ઉતારી લેઈ તેનો લેપ કરવાથી કેસ જતા રહે છે.

## ૩૭ કોલેરાની દવા

કૌવચના કાંટા રૂ. ૦| ભાર, ને દૂધ શેર ૦| માં મેળવીને પાવું. તેથી ઝાડો તથા ઉલટી બંધ થશે.

## ૩૮ કોળા પાક

ધોળા કોળાને (ભુરાને) સારી રીતે છોલીને સમારવું, પછી તેને ઘીમાં તળીને કરકરું થાય ત્યારે ઉતારી લેવું, પછી દૂધમાં નાખીને ઉકાળવું, ને બધો ભાગ ઓગળી-ગળી-જાય, એટલે ઉતારી લેઈ ખાંડ શેર ૫ ની ચાસણી કરી તેમાં નાખવું, તેમ તેની સાથે ઘી પણ નાખવું. વળી મરી, સુંઠ, પિંપર, ને જીરું, સમભાગે લેઈ વાટીને તેમાં મેળવવું. ને પછી સવારના પહોરમાં થોડું થોડું ખાવું આથી શરીરમાં શક્તિ આવશે.

## ૩૯ ધોળા કોળાના ગર્ભની છાશ કરવાની રીત

ધોળા કોળાના ગર્ભનું ઝીણું ચૂર્ણ કરી, દહીંમાં કાલવવું, ને પછી સુકવી દેવું, પછી છાશની જરૂર પડતાં તેમાં પાણી રેડવું, એટલે છાશ થશે.

## ૪૦ ન્હાના છોકરાંના માથામાં કોહુ થયો હોય તે મટવાની દવા

બકરીની લીંડીઓને બાળીને રાંખ કરવી, પછી અરણીના પાનાનો શેર રસ કાઢી તેમાં પેલી રાખ રૂ. ૧ ભાર, મેળવવી, પછી ઘેર કાઢેલ દીવેલ-એરંડિયા-માં નીચેની જણસો વાટીને નાખવી, ને દીવેલ તથા અરણીના રાખ-વાળો રસ, બે ભેગાં કરીને ઉકાળવાં, ને કાચના વાસણમાં ભરી લેઈ કોહુવાળા ભાગ ઉપર ચોપડવું. નાખવાની ચીજોનાં નામ. સીંદુર રૂ. ૧ ભાર, મોરથુથુ બે આની ભાર, અફીણ રૂ. ૧ ભાર, બોદારશીંગ રૂ. ૦|| ભાર, માયાં રૂ. ૦|| ભાર, સોપારી રૂ. ૦|| ભાર, આમલસારો ગંધક રૂ. ૧ ભાર, સોના ગેરુ રૂ. ૦|| ભાર, રસ કપૂર રૂ. ૦| ભાર, કાથો રૂ. ૧ ભાર, અને કપૂર કાચલી રૂ. ૧ ભાર, ખાંડી કપડછાણ કરીને નાખવાં.

## ૪૧ કોઢની દવા

### દવા ૧ લી—ખવડાવવાની

બીલામા પૈસા ૧ ભાર, અજમાને ઝાડકવાથી નીકળેલાં ફોતરાં પૈસા ૧ ભાર, ને પારો વાલ ૫, એ ત્રણેની ગોળીઓ ૧૫ સરખા વજનની કરવી

ને રૂ. ૨ ભાર ઘી, સાથે રોજ એકેક ગોળી ખવડાવવી. પથ્ય—ખારું, ખાટું, કોળું, કેરું, વગેરે ખાવા દેવું નહિ. પણ રોજ ઘઉંની રોટલી, ને લાડુ ખાવા આપવા. તે વિના બીજું કાંઈ ખાવું નહિ. કેમકે પારો આવેલો છે.

**દવા ૨ જી—ધૂણી લેવી**

હીંગળો પૈસા ૦ાા ભાર, પારો પૈસા ૦ાા ભાર, ને કાચકીનાં પાના પૈસા ૦ા ભાર, એ ત્રણેને વાટી ખળ કરવાં, પછી ત્હેનાં સરખા વજનનાં સાત પડીકાં બનાવી રોજ એક પડીકાની કમ્મર સૂધી ધૂંણી લેવી, કમ્મરના ઉપલા ભાગને ધૂણી આપવાની જરૂર નથી. ધૂણી લેતી વખતે ધૂણીની આસપાસ કમ્મર સૂધી ગોદડું ઓઢી લેવું. એનાથી મોં આવી જાય તો તે ઉપર નીચેની દવા કરવી.

ફટકડી પૈસા ૦ાા ભાર, બોરડીની છાલ પૈસા ૦ાા ભાર, હીમજીહરડે પૈસા ૦ાા ભાર, એને ઝીણાં ખાંડીને કપડાવતી ચાળી નાખી એકઠાં કરી મોંમાં આંગળીવતી ચોપડવાં, ને મોંમાંથી લાળ, નીતરી જવા દેવી. મોં ગળતું રાખવું. આથી સારું થશે. દવા વિચારીને કરવી.

**દવા ૩ જી**

લસણ રૂ. ૦ાા ભારને, છોલી, વાટીને ગોટી, અને બકરીના દૂધમાં વાટીને નાખવું ને પછી પાવું.

## ૪૨ કંઠ-સ્વર-ઉઘડવાની દવા

**દવા ૧ લી**—સાકર શેર ૧, આંબાનો મોર શેર ૧, અક્કલકરો ૦ા શેર, એ ત્રણેને ખાંડી રોજ સવારમાં રૂપીઆ રૂપીઆ ભારની ફાકી મારવી.

**દવા ૨ જી**—ભાંગરાના પાનાનો રસ, નાગરવેલના પાનાનો રસ, અને કેળનું પાણી એ ત્રણે એક વાડકામાં નાખી, તેમાં ખુરાસાની વજ, બ્રહ્મઆવચી, અને આંબાનો મોર ખાંડીને નાખવો, પછી તેમાં સળી બોળીને બીજા પાણીના પ્યાલામાં તે સળી હલાવી, પ્યાલાનું પાણી પી જવું. તેથી સ્વર સારો થશે. કોયલના જેવો ટહુકશે.

## ૪૩ કંઠમાળના રોગની દવા

**દવા ૧ લી**—ગોળમાં કાળી કંથારનું મૂળિયું માસો એક ઘસીને દિન ૨૧ સૂધી ચોપડવું.

**દવા ૨ જી**—માણસનાં હાડકાંની કરચો, ચામડીની રાખ, અને રાળ તથા જૂની ઈંટ, એ બધાંનો ઝીણો લોટ જેવો-ભૂકો કરી ઘીમાં કાલવીને ચોપડીએ તો કંઠમાળનો રોગ મટે.

**દવા ૩ જી**--કંઠમાળ વિના વધારામાં બીજાં ગુમડાં મટે, ગુમડું ભરનીગળ થતું હોય તે પણ મટે, તેમ પાકું પણ મટે. તેવી દવા.

મીંઢળ ટાંક ૬, મનશિલ ટાંક ૩, ગોળ ટાંક ૩, મરી ટાંક ૩, ટંકણખાર ટાંક ૩, ગુગલ ટાંક ૩, કંપીલો ટાંક ૩ એ બધાંનો બારીક ભૂકો કરવો. પછી ગાયના ઘી શેર ૧, ને તાંબાના વાસણમાં ઉનું કરવું, પછી તેમાં અનુક્રમે ઉપરની વસ્તુઓ ખળી કપડછાણ કરીને નાખવી, મીંઢળ, ગુગલ, ટંકણખાર, ગોળ, ને કંપીલો, મનશિલ, ને મરી નાખવાં. પછી ઉતારી લેઈ, ઉપર બતાવેલા રોગ ઉપર ચોપડવું.

**દવા ૪ થી**—તુવેરની દાળને બાળીને ત્હેની મેંશ કરવી, પછી સોવાર ધોયેલા ગાયના ઘીમાં તે મેળવીને કઠમાળ ઉપર ચોપડવી. કરી પળાવવી—એટલે ખાટું, તેલ, મરચું ને ખટાશ ખાવા દેવાં નહિ.

## ૪૪ કામદેવ એટલે ધાતુ વધવાની તથા સ્તંભન થવાની દવાઓ

શરીરમાં ધાતુ એટલે કામદેવ એ શરીરનો રાજા છે, રાજા વિના જેમ રાજ્યમાં અન્ધેર ચાલવાથી લુંટ, ચોરી, ખુન વગેરે થઈ પ્રજા પીડાય છે, તેમ ધાતુ ક્ષીણ થયે, શરીરમાં અનેક પ્રકારના રોગ ઉત્પન્ન થઈ તેનો નાશ કરે છે, તેથી પ્રથમ ધાતુ સાચવવાની, તથા વધારવાની જરૂર છે. તે હશે તો જ કામ કરવામાં ઉત્સાહ અને આનંદ આવશે, ત્હેનાથી જ ધૈર્ય, હિમ્મત, અને શૂર આવશે. ધાતુને નકામી ન જવા દેવા માટે આર્ય લોકના વૈદક ગ્રંથોમાં અનેક સ્થળે જણાવેલું છે.—યોગ રત્નાકરમાં લખ્યું છે કે:—

अग्निमूलं बलं पुसां रेतोमूल च जीवितम् ।
तस्मात्सर्वप्रयत्नेन वन्हिं शुक्रं च रक्षयेत् ॥

આપણે જે કાંઈ ખાઇએ પીએ છીએ, તે અન્ન ઉપર જ્યારે કેટલાક સંસ્કાર થાય છે, ત્યારે તેમાંથી રક્ત, માંસ વગેરે સપ્ત ધાતુ તૈયાર થાય છે,

એમ વીર્ય બનવામાં અન્ન ઉપર અસંખ્ય સંસ્કાર થાય છે. તેવી રીતે થયેલા વીર્યનું રક્ષણ ન કરતાં ફક્ત પશુવત્ ઇંદ્રિયના સુખને માટે ત્હેને ગુમાવવું, એ કેવળ મૂર્ખાઈ વિના બીજું શું છે.

આ ધાતુ-વીર્ય-કેમ વધે તેના માટે નરવદાચાર્ય નામના એક પ્રાચીન ગુજરાતી કવિએ વાત્સ્યાયન સૂત્રના આધારે એક દશ પ્રકારનું કાવ્ય બનાવ્યું છે, (આ કાવ્યની ભાષા ઉપરથી તે આશરે ચારસો વરસ ઉપર રચાયું હશે એમ જણાય છે.) આ કાવ્યમાંથી તેમ બીજાં તેવાં હસ્તલિખિત પુસ્તકોમાંથી લેખકે કામવૃદ્ધિ માટે તેમ કામ સ્તંભન માટે નીચેની દવાઓ જન ઉપયોગી ધારીને ઉતારી લીધી છે.

## કામ-વીર્ય-વિષેની દવાઓ

**દવા ૧ લી**—સાકર ચીનાઈ શેર ૦ાા, માખણ શેર ૧, ને ખસખસ શેર ૦ા, એ ત્રણેને એકઠાં કરીને દિન આઠ સૂધી ખાવું. તેથી શરીરમાં લોહીનો વધારો થઈ શક્તિ વધશે, તેમ ધાતુનો ટકાવ રહેશે.

**દવા ૨ જી**—પ્રાતઃકાળે ઉઠી દૂધમાં ઘી નાખીને ઉકાળવું, ને પછી તેમાં રાતી ખાંડ નાખીને પીવું, બપોરે મધ, ને માખણ સાથે ઘઉંની રોટલી ખાવી, ને ખાધા પછી સેલડી ચુસવી.

**દવા ૩ જી**—તજ, તમાલપત્ર, જાવંત્રી, જાયફળ, અક્કલકરો, નાગકેસર, ને ઉટકંટાનાં બીજ, એ બધું બરોબર વજનમાં લેઇને ખાંડવું, ને કપડાવતી ચાળી નાખી, તેની મધમાં ટાંક ૨, પ્રમાણેની ગોળીઓ વાળી, તે ગોળી રાતે સુતી વખતે એકેક ખાવી.

**દવા ૪ થી**—ન્હાની એલાયચી, જાયફળ, જાવંત્રી, કાળી મુશળી, રાતા કંદ, (રાતી ડુંગળી હશે?) પ્યાજ એટલે ડુંગળીનાં બીજ, એ બધી વસ્તુઓ સમ ભાગે લેઈ, ખાંડીને દ્રાક્ષના રસમાં ટાંક ૧ ભાર પ્રમાણેની ગોળીઓ વાળવી, ને રાતે વાળુ કર્યા પછી એકેક ખાવી.

**દવા ૫ મી**—સુંઠ ટાંક ૧, ને આસંદ ટાંક ૧, એ બેનું ચૂર્ણ કરી પ્રભાતમાં ખાવું, ને ઉપર ગાયનું દૂધ શેર ૧, (અથવા પાચન થાય તેટલું) ખાંડ નાખીને પીવું.

**દવા ૬ ઠ્ઠી**—પિંપર ટાંક ૨૧ ને ગાયના દૂધમાં ઉકાળીને સુકવવી, પછી વાટીને ચાળી લેવી, પછી તેમાં સાકર ટાંક ૩૧ નાખીને તેનું ચૂર્ણ ટાંક ૨ રોજ પ્રભાતે ખાઈ, ઉપર દૂધ શેર એક પીવું.

**દવા ૭ મી**—આસંદને ખાંડી, ઝીણો ભૂકો કરવો, ને ત્હેના વજન બરોબર તેમાં ખાંડ ભેળવી, પ્રાતઃકાળે ટાંક ૩ ના પ્રમાણમાં ખાવો, ને ઉપર દૂધ પક્કુ શેર એક (આપણા તોલનું બશેર, ૮૦ રૂ. ભાર) પીવું. તેથી શરીરમાં શક્તિના વધારા સાથે ધાતુનો વધારો થશે.

**દવા ૮ મી**—કાયફળ તથા મરિયાં સરખા વજનમાં લેઈ, ત્હેનું ચૂર્ણ, સવારના પહોરમાં વાસી પાણી સાથે ખાય તો નબળાઈ જઈ, સબળાઈ આવે, તેમ ધાતુમાં પણ વધારો થાય.

**દવા ૯ મી--ધાતુ-કામ-વીર્ય વધવાની દવા**

એખરો, ધોળી મુશળી, સુંઠ, કૌચાં, આસંદ, શીમળાનાં ફૂલ, બળબીજ, શતાવળ, અને મોચરસ.

એ બધું બબે રૂપીઆભાર લેવું, ને ખાંડીને ચાળવું, ને સરખા વજનનાં સાત પડીકાં કરવાં, ને સવારના પહોરમાં ગાયના ૦ાા શેર દૂધમાં નવટાંક સાકર નાખી, તેમાં એક પડીકું મેળવી, ગરમ કર્યા પછી પીવું. ખટાસ, હીંગ ને મરચું ખાવું નહિ. ખટાસને બદલે કોકમ, ને મરચાંને બદલે કાળાં મરી ખાવાં.

**દવા ૧૦ મી**—કમળ કાકડીને ભાંગી, વચમાંથી પાના જેવો લીલો ભાગ કાઢી નાખવો, પછી તેને ખાંડીને ઘીમાં સેકવી, પછી રોજ રૂ. ૧ ભારને લેઈ અર્ધાશેર દૂધમાં ઉકાળીને પીવું. દૂધ ઉકળતી વખતે તેમાં ચારેક અંજીરના કડકા કરીને નાખવા.

**દવા ૧૧ મી**—ડુંગળીના રસમાં બાજરીના લોટના બે રોટલા કરી ત્હેને ખૂબ ઘીમાં તળી કાઢીને સવારે ખાવા (ઘી પાશેર કરતાં વધારે હોવું જોઇએ) આ પ્રમાણે પાંચ દહાડા સૂધી ખાવાની જરૂર છે. રાતે, મરચાં તથા ખટાઈ વિનાનાં દાળ ભાત અથવા ખીચડી વિના બીજું કાંઈ ખાવું નહિ. તેમ જ કોળું, વાલ, કેળું, વાલોર, છાશ ને દહીં પણ ખાવાં નહિ. દવા ખાતા સૂધી ઈંદ્રિયજીત રહેવું, તેમ ઇંદ્રિયની ધોળી નસ તથા ઇંદ્રિય ઉપર ઘૂપેલ ઘસવું.

**દવા ૧૨ મી**—પિપરા શેર ૦ા સાલમ પંજાબી નવટાંક, ખારેકા શેર ૧, ને ખડી સાકર શેર ૨, તેમાં પિંપર તથા સાલમને ખાંડી, ખળમાં શેર દૂધ સાથે ખળ દેવો, ને પછી તે વિનાની બીજી વસ્તુઓ ખાંડીને ત્હેમાં મેળવી, ત્હેના કુલ્લ ૨૧ સરખા ભાગ કરી, રોજ એકેક ભાગ ખાવો. પથ્ય—હીંગ, તેલ, આમલી ને દહીં ખાવું નહિ. તે વિના બીજું બધું ખાવા હરકત નથી. ચાલીસ દિવસ સૂધી સ્ત્રી પાસે જવું નહિ.

**દવા ૧૩ મી**—ધોળી મુશળી પાશેર લેવી, ને ત્હેને કાચ, કે ચીનાઈ માટીના પ્યાલામાં રાખી વડના દૂધથી પલાળવી, આ પ્રમાણે ચાર વાર પલાળ્યા પછી ત્હેને છાયે સુકવીને ખાંડવી. પછી અછેર દૂધ ગરમ કરવું, ને તેમાં એલચીના પાંચેક દાણા તથા થોડીક સાકર, ને રૂ. ૦ાા ભાર ઘી નાખવું. તેમ ધોળી મુશળીનો રૂ. ૦ાા ભૂકો નાખી, ટાઢું પડ્યા પછી પીવું.

પથ્ય—તેલ, મરચું ને હીંગ તથા ખટાસ થોડી ખાવી. ના ખવાય તો વધારે ગુણ આપે.

**દવા ૧૪ મી**—સાબર શીંગાના કડકા કરાવી, ત્હેની ઉપર દીવેલ ચોપડીને દેવતામાં મૂકવું, એટલે તે બળીને ત્હેની ભસ્મ થશે. પછી ત્હેને ખળમાં ખળવું, ને બે આની ભાર, મધમાં આપવું.

**દવા ૧૫ મી—ધાતુ બંધાઈ મર્દાઈ આવે**

કૌચાં ટાંક ૧ાા, એલાયચી ટાંક ૧ાા, સમુદ્રશોસ ટાંક ૧ાા, પિંપર ટાંક ૧ાા, જાયફળ ટાંક ૩, હીંગળોક ટાંક ૧ાા, જાવંત્રી ટાંક ૧ાા, લવિંગ ટાંક ૧. આ આઠે વસ્તુઓને ખળમાં ખૂબ ખળવી, ને પછી ત્હેની નાગરવેલના પાનના રસમાં ચણીબાર જેવડી ગોળીઓ વાળી રોજ સવારમાં એક ગોળી ખાઈ, ઉપર દૂધ શેર અચ્છેરમાં રૂ. ૦ાા ભાર ઘી નાખી, ગરમ કરીને તરત પીવું.

**દવા ૧૬ મી**—તજ, તમાલપત્ર, જાવંત્રી, જાયફળ, અક્કલકરો, ને નાગકેસર એને સમ ભાગે લેઈ ખાંડીને ચાળી નાખવું, ને પછી મધમાં ટાંક ૧ પ્રમાણેની ગોળીઓ વાળી, સવાર સાંજ એકેક ખાવી. ને બન્ને વખત દૂધ ગરમ કરીને પીવું.

**દવા ૧૭ મી**—એલચી, લવિંગ, જાયફળ, જાવંત્રી, કાળી મુશળી, ધોળી મુશળી, મૂળાનાં બી, ઉટગણનાં બીજ, ને ગાજરનાં બીજ, એ દરેક વસ્તુ

ચાર ચાર ટાંક લેવી, ને ખૂબ ઝીણી ખાંડીને કપડાવતી ચાળવી, પછી તેમાં મધ તથા ઘી નાખવું, ને તે બધું દ્રાક્ષના રસ શેર એકમાં મેળવી દિન ૧૪ સૂધી તડકે મૂકી રાખી ટાંક ૧ પ્રમાણેની ગોળીઓ વાળવી, ને રાતે સુતી વખત એક ગોળી ખાઈ, દૂધ ગરમ કરીને પીવું.

**દવા ૧૮ મી**—માલ કાંકણીનાં બીજ શેર એક, તથા તલ શેર એક, એ બેને ખાંડીને લોટ કરવો, ને તેમાંથી રૂ. ૦ાા ની ફાકી રાતે વાળુ કર્યાં પછી મારવી, ને ઉપર અર્ધ શેર દૂધ ગરમ કરીને પીવું.

પથ્ય-હીંગ, મરચાં, તેલ, ખટાઈ ને રીંગણાં-વંત્તાક-ખાવાં નહિ.

**દવા ૧૯ મી**—લીમડાનાં સુકાં પાનાં શેર એક, લીમડાનાં સુકાં ફૂલ (મોર) શેર એક, લીંબોળીનો ગર્ભ શેર એક, ઉટકંટાનાં મૂળ સુકાં શેર એક, બીલીનો ગર્ભ સુકો શેર ૧, ઇન્દ્રવાયણાનો ગર્ભ સુકો શેર, ૧. સિંધવ રૂ. ૧ ભાર, ને જૂનો ગોળ રૂ ૮ ભાર.

ગોળ વિના બાકીની ચીજોને ખાંડીને ચાળવી, ને પછી તેમાં ગોળ ઉમેરી નાગરવેલના પાનના રસમાં સરખા વજનની ૩૬૦ ગોળીઓ કરી, રોજ એકેક ખાવી.

પથ્ય-તેલ, વાલ, રીંગણાં, હીંગ, મરચાં ને ખટાઈ વધારે ખાવી નહિ.

આ દવાને લીમકલ્પ કંહે છે, ને તે કેટલાક પરમહંસો કરે છે.

**દવા ૨૦ મી**—વાંસ કપૂર રૂ. ૨ ભાર, ધોળી મુશળી રૂ. ૨ ભાર, એલાયચી રૂ. ૨ ભાર, ને બે તોલા પંજાબી સાલમ. આ બધાંને ખાંડી, ખળ દેવો ને ગાયના માખણમાં ત્હેની સરખા વજનની આઠ ગોળીઓ કરી, દરરોજ સુતી વખતે એક ગોળી ખાઈ, ઉપર ગાયના અછેર દૂધમાં રૂ. ૧ ભાર, ઘી નાખી, ગરમ કરીને પીવું.

**દવા ૨૧ મી**—સાકર શેર ૦ાા, બદામોનો મગજ નવટાંક, તજ એક પૈસા ભાર, માલકાંકણીનાં બીજ ૦ાા પૈસા ભાર, મજીઠ અર્ધાં પૈસા ભાર, ધોળી મુશળી ૦ાા પૈસા ભાર, કાળી મુશળી ૦ાા પૈસા ભાર, એખરાના દાણા ૦ાા પૈસા ભાર, નાગરવેલના પાનની જડ ૦ાા પૈસા ભાર, નાગરમોથ ૦ાા પૈસા ભાર, દૂધીની જડ ૦ાા પૈસા ભાર, આંબાની અંતર છાલ ૦ાા પૈસા ભાર, કાચાં વડ ગુંદાં-(મ્હોટાં-ગુંદાં) ૦ાા ભાર, ખાખરાની કુંપળો પૈસા ૦ાા ભાર,

બાવળના પરડા ોા પૈસા ભાર, જેગરસ માસા છ, કેસર માસા છ, ને લવિંગ તોલો એક.

એ બધાંને ખાંડી કપડછાણ કરી, ગાયના દૂધમાં નવટાંક ગાયનું ઘી નાખી, તેમાં નાખવું, ને ચણીબોર જેવડી ગોળીઓ વાળી સવાર સાંજ એકેક ગોળી ખાવી. મરચાં, હીંગ, ખટાઈ ખાવાં નહિ.

**દવા ૨૨ મી**—ગુલાબની કળીઓ નંગ ૮, નાગરમોથ નંગ ૮, લવિંગ નંગ. ૩ રુમી મસ્તકી માસા ૩, બાલછડ માસા ૩, દાલચીની માસા બે, ભરમીનાં પાનાં માસા બે, કેસર રૂપીઆ બે ભાર, એલાયચી રૂ. ૨ ભાર, જાયફળ નંગ ૧, બાદરંજોયા* માસા ૩, ઝેર કચોળાં શોધેલાં નંગ ૩,† પોસ્તતુરંજે‡ માસા ૩, કપૂર માસા ૩, મુસ્ક, (કસ્તુરી) માસા ૩, અંબર માસા ૨, ચાંદીના વર્ક તોલા બે, સાચાં મોતી છેદ વગરનાં માસા ૩, સોનાના વર્ક નંગ ૫, સાકર શેર ૦ા ને મધ શેર ૦ા.

આમાં, કેસર, કપૂર, ઝેર કચોળાની ભસ્મ, કસ્તુરી, અંબર, અને સાચાં મોતીને ખળમાં ખળવાં, સોના તથા ચાંદીના વર્કને ખળવા નહિ, એમને એમ નાખવા જોઇયે. બાકીની બધી રકમોને ખાંડી કપડાથી ચાળવી.

પછી સાકર ૦ા શેરમાં અર્ધ શેર પાણી અને પાશેર મધ નાખીને ઉકાળવું, ને કઠણ થાય એટલે નીચે ઉતારી ટાઢું પડ્યા પછી તેમાં ખાંડેલી ચીજો પ્રથમ નાખવી, ને પછી ખળેલી ચીજો નાખવી. સોના તથા ચાંદીના વર્ક એમના એમ નાખી, પછી એક કાચ કે ચીનાઈ માટીના વાસણમાં ઘાલી મૂકી, રોજ સવાર સાંજ અર્ધાં અર્ધાં પૈસાભાર ખાવું.

પથ્ય—તેલ, ખટાસ, લાલ મરચાં, રીંગણાં, ચોળા, ને વાલ ખાવા નહિ. પણ આદુ, કોબીજ, ઘઉં વગેરે ખાવા હરકત નથી. આ દવા, શીઆળામાં તથા અષાડ મહિનામાં ખાવી જોઇયે. ઊનાળામાં ખાવી નહિ.

**દવા ૨૩ મી**—તજ, તમાલપત્ર, જાવંત્રી, જાયફળ, અક્કલકરો, અને નાગકેસર એને સમ ભાગે લેઈ એકઠાં કરીને ખાંડવાં, ને કપડાથી ચાળવાં, ને પછી તેમાં મધ મેળવીને અઢી ટાંક (૧ ટાંક બરોબર પા (¼) રૂપીઆ-

---

* કાળા દાણા થાય છે. † બાળીને રાખ કરવી. ‡ છાલ છે.

ભાર,) પ્રમાણે ગોળીઓ કરવી, ને સવાર સાંજ એકેક ગોળી ખાઈ, ઉપર ગાયના દૂધ શેર ૦ાા માં રૂ. ૦ાા ભાર ઘી નાખી, ઉનું કરીને પીવું. તેલ, મરચાં, ખટાસ ખાવી નહિ.

**દવા ૨૪ મી**—મુશલીકંદ, મૂળાનાં બીજ, ગાજરનાં બીજ, એલચી દાણા, લવિંગ, જાયફળ અને જાવંત્રી, એ બધું સરખા વજનમાં લેઈ ખાંડીને ચાળી નાખવું, પછી તેમાં દ્રાક્ષનો રસ ટાંક ૪, તથા ઘી ટાંક ૪ ભેળવી, ત્રણ દિવસ સુધી તડકે રાખી મૂકવું, ને પછી ચણીગોર જેવડી ગોળીઓ વાળી, રાતે વાળુ કર્યાં પછી એક ગોળી ખાવી. ને સવારમાં પણ ૧ ખાવી. બંને વખતે ઉપર દૂધ પીવું.

**દવા ૨૫ મી**—ગાજર નંગ ૬૪, ચોસઠ લેઇને ઉપર ઉપરથી છોલી નાખવાં, ને પછી છાંણાંના દેવતાની કૌમાં ઘાલવાં, પછી જરા બફાય એટલે કાઢી લેઈ, કડકા કરીને ઘીમાં તળવાં, પછી હેને મધમાં આથીને રોજ સવારમાં અર્ધાં રૂપિયાભાર ખાવાં.

**દવા ૨૬ મી**—સુંઠ ટાંક ૪ ભાર, અને આસંદ ટાંક ૫ ભારને એકઠું કરી ઝીણું વાટવું, ને પછી દૂધ શેર .એમાં નાખીને પીવું.

**દવા ૨૭ મી**—ચીણીકબાળા ટાંક ૨ાા, અકલકરો ટાંક ૨ાા, મુશલી-કંદ ટાંક ૨ાા, એખરાનાં બીજ ટાંક ૨ાા, નાગકેસર ટાંક ૨ાા, માલકાંકણીનાં બીજ ટાંક ૨ાા, જાયફળ, જાવંત્રી, તજ, અને તમાલ પત્ર, એ દરેક વસ્તુ ટાંક ૨ાા ભાર. એ બધાં ખૂબ ઝીણાં લોટ જેવાં ખાંડી, તેમાં નીચેની વસ્તુઓને પણ ખૂબ ઝીણી ખાંડીને ઉમેરવી.

કપૂર ટાંક ૧, સુંઠ ટાંક ૨, જીરું ટાંક ૧, ભાંગ (વિજીયા,) ટાંક ૪, આ બધામાં મધ, અને તે ન મળે તો ગોળ નાખીને એકેક ટાંક ભારની ગોળીઓ વાળવી, ને સવાર, સાંજ એકેક ખાવી.

**દવા ૨૮ મી**—દૂધમાં ખાંડ ને ખજૂર નાખી ગરમ કરીને પીવું.

**દવા ૨૯ મી—ધાતુ, સ્તંભન પણ થાય**

અજમાના એક શેર ફોતરાંને ભાંગરાના રસના સાત પટ દેવા, પછી ૧૮ ટાંક આકડાનાં ફૂલ, નિર્ગુંડી ટાંક ૧૮, અર્ડુસો ટાંક ૧૮. તુલડી ટાંક ૧૮, હરડેદળ ટાંક ૧૮, બહેડાં ટાંક ૧૮, ધ્રોનાં પાન ટાંક ૧૮, કુંવારના લાબ-

રાની કુંપલો ટાંક ૧૮, ખીરનો કંદ ટાંક ૧૮, મરીયાં ટાંક ૧૮ અને આસંદ ટાંક ૧૮. એ બધાંને ખાંડીને છાંયે સુકવવાં, પછી તે બધું એકઠું કરી તેમાં મધ અથવા ગોળ મેળવી ટાંક ૩ ભારની ગોળીઓ વાળવી, ને સવાર સાંજ એકેક ખાઈ ઉપર દૂધ પીવું.

**દવા ૩૦ મી—વીર્ય વધે અને પ્રમેહ પણ મટે '**

લવિંગ, અગર, તપખીર,* તજ, તમાલપત્ર, લોદર, જાયફળ, જાવંત્રી, નાગ પિંપર, એ બધું સમ ભાગે લેઈ ત્હેમાં સુંઠ, કાળો વાળો, કમળ કાકડી, કપૂર, ને જીરું, સમ ભાગે લેઈ મેળવવું, ને બધું વાટીને ચૂર્ણ કરવું. અને ચૂર્ણના વજનથી અર્ધ ભાગની તેમાં ખાંડ મેળવવી. ને સવારમાં રોજ પાણી સાથે હાથેલી ભરીને ફાકી મારવી.

**દવા ૩૧ મી**—મરી, દાલચીની, ખસખસ, વિજીયા એટલે ભાંગ, લોહ ભસ્મ, સુવા, સુંઠ, કમળ કાકડી, ને મોચરસ, એ બધું નવટાંક નવટાંક લેવું. (લોહ ભસ્મ સિવાય) ને તેમાં ત્રણ ટાંક લોહ ભસ્મ ભેળવવી, પછી નાગરવેલના પાનના રસમાં બોરબોર જેવડી ગોળીઓ વાળવી, ને મધ્યાહ્ન વખતે એકેક ખાવી.

**દવા ૩૨ મી**—કાળી તુલસી (કૃષ્ણ તુલસી) નાં નવટાંક બીયાંને ઝીણાં વાટીને ગોળમાં ૨॥, ૨॥, ટાંક પ્રમાણેની ગોળીઓ વાળવી, ને સવારમાં એકેક ખાવી.

**દવા ૩૩ મી**—સીંબલીનું મૂળ, સાહેલીનો રસ, ભેંસનું દૂધ અને સાકર એ સર્વે એકઠું કરી દિન સાત સૂધી પીવું.

**દવા ૩૪ મી**—આસંદ વાટીને સવારમાં પાવલી ભારનો ફાકો મારી ઉપર, ભેંસનું તરતનું કાઢેલું દૂધ દિન સાત સૂધી પીવું.

**દવા ૩૫ મી**—શુદ્ધ કરેલો પારો, આમળસારો ગંધક, શુદ્ધ કરેલો હીંગળોક, અફીણ, ચોખ્ખો-શુદ્ધ-કરેલો વચ્છનાગ, ને કાળા ધંતુરાનાં બી, એ બધું સમ ભાગે લેઈ ખાંડીને ચૂર્ણ કરવું, ને ઘી રૂ. ૦॥ ભાર, મધ રૂ. ૦॥ ભાર, ને સાકર રૂ. ૦॥ ભારમાં અર્ધો વાલ ચૂર્ણને નાખીને દિવસ ૭૧ સૂધી ખાવું. કરી પળાવવી.

---

* સુંઘવાની નહિ પણ વાદળી રંગની ગાંધીની દુકાને મળે છે તે.

**દવા ૩૬ મી**—સાકર શેર ૧, ખારેકો શેર ૧॥, ચારોળી શેર ૧, એ ત્રણેને ખાંડી મધ શેર ૧ માં નાખી આથો કરવો, મધમાં ઘી શેર ૧, પણ નાખવું જોઇએ. પછી રોજ સવારમાં અધોલ, અધોલ ખાવું. કરી પાળવી.

**દવા ૩૭ મી**—જેઠીમધની જડ, દિન સાત સુધી ખાય તો ધાતુ બંધાય.

**દવા ૩૮ મી**—દુધીયા કંદની જડ, કાંસકીની જડ, ઝીપટીની જડ, એ ત્રણેને સરખા ભાગે લેઈ સુકવી, વાટીને ચાળી નાખવી, પછી તેમાં સાકર રૂ. ૧ ભાર, તથા પેલો ભૂકો રૂ. ૧ ભાર, મેળવીને દિવસ સાત ફાકવો. તેની ઉપર ખીચડી, ઘહું, ઘી, ને સાકર, દિન ૧૪ સૂધી ખવડાવવાં. તેથી ધાતુ બંધાય.

**દવા ૩૯ મી—ગયેલું પુરુષાતન પાછું લાવવાનો ઉપાય**

શુદ્ધ કરેલો પારો રૂ. ૨ ભારને પીલુડીના રસમાં ખળ કરવો, ત્રણ દિવસ પછી પીલુડીનું મૂળ મોંમાં ચાવીને તેનો રસ ખળમાં નાખવો, ને એક દિવસ ખળ કરવો. તેની થપોલી બંધાય ત્યારે ખળમાંથી કાઢીને બે માટીનાં કોડીયા વચ્ચે મૂકી, તેની ઉપર કપરમીટ કરી, અડાયાં છાંણાની વચ્ચે મૂકી, સળગાવી દેવું. પછી કાઢીને એક રતી જેટલી દવા, નાગરવેલના પાનમાં ખાવી. આ પ્રમાણે દિન સાત સુધી ખાવી. તેની ઉપર ઘઉં ને ઘી, વિના બીજું કાંઈ જ ખાવા દેવું નહિ.*

**દવા ૪૦ મી**—મેથી રૂ. ૧ ભાર, અને આંબાગાંજાનાં બી રૂ. ૦॥ ભાર એ બેને જૂદાં જૂદાં વાટીને જૂદા જૂદા પાણીમાં રાખવાં, પછી પાણી ગાળી લેઇને દરેકમાં ખાંડ રૂ. ૨ ભાર નાખીને દરેક એક પછી એક જૂદાં જૂદાં પીવાં.

**દવા ૪૧ મી**—સુંઠ રૂ. ૨॥ ભાર, બદામનો મગજ રૂ. ૨॥ ભાર, ખસખસ રૂ. ૧ ભાર, દ્રાક્ષ ધોળી રૂ. ૨॥ ભાર, જાયફળ રૂ. ૦॥ ભાર, જાવંત્રી રૂ. ૦॥ ભાર, અક્કલકરો, નિરગુંડી, બળબીજ, એખરો, ને ગોખરુ, એ અર્ધાં અર્ધાં રૂ. ભાર, અને તજ, સાલમ, ને મુગલાઈ બેદાણા રૂપીઆ રૂપીઆ ભાર, આ બધું ખાંડીને કપડછાણ કરવું, પછી નાળીએર એક લાવીને તેને કાણું

---

* આ દવા ભય ભરેલી જણાય છે. પારો કાચો રહે તો ફૂટી નીકળ્યા વિના રહે નહિ, તેમ અગ્નિમાં મૂકવાથી તે ઉડી જશે. દવા શક પડતી લાગે છે.

પાડી, તેનું પાણી વાડકીમાં કાઢી લેવું, પછી નાળીએરમાં બધો ખાંડેલો મસાલો ભરવો, ને વાડકીવાળા પાણીમાં ઘહુનો લોટ નાખી તે વતી નાળીએરનું છિદ્ર બંધ કરી દેવું. ને નાળિયેરને કપડમીટ (ઉપર કપડું વીંટાળીને ગોરમટી ચોપડવી) કરી અડાયાં છાંણાના ઢગલામાં મૂકી દેવતા સળગાવીને બાફવું. બફાઈ રહ્યા પછી તેમાંનો બધો મસાલો ને કોપરું (ખાંડીને) દોઢ પાશેર ઘી ને પાશેર ગોળનો પાયો કરીને તેમાં નાખવું, ને એક રીઢા માટીના વાસણમાં ભરી રાખી રોજ સવારમાં નવટાંક, નવટાંક ખાવું. કરી પાળવી.

**દવા ૪૨ મો**—અક્કલકરો, મોચરસ, કાળી મુશળી, ધોળી મુશળી, બહુફળી, ઇન્દ્રજવ, મીઠાં ગોખરુ, ગળોનું સત્વ, સુકાં વડગુંદાં, કૌચાં, ઉંટગણ, બળબીજ, એખરો, ચીનીકબાળા અને બાવચી એ બધું સમ ભાગે લેઈ ખાંડીને ચાળવું, પછી તેના એકંદર વજનથી બમણી ખાંડ નાખી રોજ સવારમાં હથેલી ભરીને ખાવું.

**દવા ૪૩ મી**—મુશલીકંદ–ને કાળા તલ, એ બેને બરાબર વજનના લેઈ ખાંડીને ગોળમાં ટાંક ૨ ભારની ગોળીઓ વાળવી, ને સાંજ સવાર એકેક ખાઇ ઉપર ગાયનું દૂધ શેર અર્ધ પીવું.

**વ મી**—સુંઠ પૈસા ૧ ભાર, ને શેરી લોબાન પાઈ ૧ ભાર, તથા સાકર પૈસા ૧ ભાર એકઠું કરીને રોજ ખાવું.

**દવા ૪૫ મી**—લવિંગ પૈસા ૫ ભાર, પિંપર પૈસા ૫ ભાર, અક્કલકરો પૈસા ૫ ભાર, ને ઉપલેટ પૈસા ૫ ભાર, એ બધાંને ખાંડી ઝીણું કરી, મધ શેર ૦॥ માં મેળવી દિન સાત સૂધી ખાવું.

**દવા ૪૬ મી**—જાયફળ પૈસા ૨ ભાર, જાવંત્રી પૈસા ૨ ભાર, લવિંગ પૈસા ૨॥ ભાર, મસ્તકી પૈસા ૧॥ ભાર, કેસર ટાંક ૧॥ ભાર, સુકું કોપરુ ટાંક ૨૪, તજ ટાંક ૨॥, સાકર શેર ૧, અને મધ શેર ૧I, આમાંથી વસાણાંને ખાંડી ચાળી નાખવાં, ને પછી મધને સાકરની ચાસણી કરી નીચે ઉતારી તેમાં પેલો ખાંડેલો મસાલો નાંખવો ને તવેથાથી હલાવી એકરસ કરવું, પછી રોજ સવારમાં ટાંક ૨ ખાવું.

**દવા ૪૭ મી**—ગાયના દૂધમાં ખડી સાકર ને ઘી નાખી દિન ૫ સૂધી પીવું, તેથી કામ–ધાતુ–તરત ઉત્પન્ન થશે.

**દવા ૪૮ મી**—લસણ રૂ. ૧ ભાર, તથા મધ રૂ. ૧ ભાર, દિન સાત સૂધી ખાય તો મર્દાઈ આવે.

**દવા ૪૯ મી**—વાંસ કપૂર રૂ. ૧ ભાર, ખાંડ રૂ. ૧ ભાર, એલચી રૂ. ૧ ભાર, અખોડ રૂ. ૧ ભાર, બદામની મીજ રૂ. ૧ ભાર, એ બધાંને ખાંડીને નાગરવેલના પાનના રસમાં ચણીબોર જેવડી ગોળીઓ વાળવી ને દિન સાત સૂધી ખાવી.

**દવા ૫૦ મી**—સાલમ પંજાબી નવટાંક, ધોળી મુશળી નવટાંક અને મુગલાઈ બેદાણા નવટાંક, એને ખાંડવું, પછી દૂધ શેર ૧1 માં ઉકાળી તેમાં પેલો સામાન રૂ. ૨ ભાર નાખવો ને પછી પાશેર દૂધ રહે ત્યારે ઉતારી લેવું, ઉકળતી વખતે રૂ. ૨ ભાર સાકર નાખવી. આવી રીતે દિન ૭, કે ૧૪ ચૌદ સૂધી કરવાથી બગડેલી ધાતુ પાછી બંધાશે.

રતિક્રીડામાં કેટલાક પુરુષો ઘણા પાછળ હોય છે, ને અલ્પ સમયમાં તે ક્રીડા પુરી થવાથી ઉભયને સંતોષ મળતો નથી, તેવા પુરુષો માટે નીચેની ધાતુ સ્તંભનની દવાઓ લખી છે, તેમાંની કેટલીક દવાઓથી ધાતુ સ્તંભન સાથે ધાતુમાં વધારો પણ થાય છે.

## ૪૫ કામ, અથવા ધાતુ સ્તંભન દવાઓ

**દવા ૧ લી**—સુંઠ, આસંદ, કાળા ધંતુરાના ફૂલની કળી, એ સર્વેને ખાંડી ઇંદ્રિય ઉપર લેપ કરે તો બંધેજ ઘણો જ થાય.

**દવા ૨ જી**—અફીણને પાણીમાં ઘસી ઇંદ્રિયના મોંપર ચોપડવું.

### દવા ૩ જી—બંધેજની ગોળી

લવિંગ, પિંપર, સુંઠ, એલચી, નાગકેસર, જાયફળ, કંકોલ, મરીયાં, અફીણ, સોનાગેરુ, અને કપૂર. એ સર્વે બરાબર વજનનાં લેઇને ખાંડવાં, ને તેનાથી બમણા વજનની ખાંડ લેઇને ચાસણી કરવી, ને તેમાં લખેલી બધી વસ્તુઓ મેળવી, ટાંક ૧ ભાર પ્રમાણેની ગોળીઓ વાળવી, ને તેમાંથી રતિક્રીડા કરતાં પહેલાં ચાર ઘડી અગાઉ એક ખાવી, આથી એક પહોર સૂધી ધાતુ ખસશે નહિ.

**દવા ૪ થી**—ચણીબોર જેટલું અફીણ, ઇંદ્રિયના મોં ઉપર રાખી તે પછી લેઈ લેવું, ને ત્યાર પછી બે ઘડી થયા પુઠે રતિક્રીડા કરવી. આથી એક પહોર સૂધી ધાતુ સ્તંભન થશે.

**દવા ૫ મી**—અર્ધાં લીંબુમાં અફીણ માસા ચાર ઘાલી તેને દેવતા ઉપર મૂકી ખદખદાવવું, ને રસ ને અફીણ સેળભેળ થાય, એટલે ઉતારી લેઈ તેની માસા અર્ધાં પ્રમાણે વજનની ગોળીઓ વાળી નાગરવેલના પાનમાં રોજ સ્હવારમાં એક ગોળી ખાવી.

**દવા ૬ ઠ્ઠી**—જાયફળને રીંગણામાં ઘાલી ઉપર કપડમીટ કરવું, ને ભરસાડમાં ઘાલી બાફવું, પછી તેમાંથી જાયફળ કાઢી લેઈ ત્હેને વડના થડને કોચીને તેમાં ઘાલવું, ને ઉપર, વડના થડના લાકડાની જ ડાગળી મારવી, ને ત્રણ દહાડા પછી કાઢી લેઈ ત્હેની સરખા વજનની સાત ગોળીઓ વાળી એક ગોળી નાગરવેલના પાનમાં ખાવી. આથી બે ઘડી સૂધી સ્તંભન થશે.

**દવા ૭ મી**—જાયફળ એક, અફીણ રતી ૧॥, જાયફળને કોચીને તેની અંદર અફીણ ઘાલવું, ને જાયફળના નીકળેલા ભૂકાથી ત્હેનું છિદ્ર પુરી દેવું, પછી સરગવાના થડને કોચીને ત્હેની અંદર તે જ જાયફળ ઘાલીને થડના કાપેલા ભાગનો દાટો મારવો, ને દિન ૨૧ સૂધી રહેવા.દેવું, પછી કાઢીને ત્હેને ખળવું ને મગ જેવડી ગોળીઓ વાળવી.

પછી રતિક્રીડાને દહાડે બે ઘડી દહાડો બાકી રહે ત્યારે એક ગોળી ચાવીને ખાવી, ને ઉપર પાનની બીડી ખાધા પછી અર્ધ શેર દૂધ ઉનું કરીને પીવું. તેથી ધાતુ સ્તંભન થશે. કામ ન દ્રવે તો સોપારી ખાવી તેથી છૂટ થશે.

**દવા ૮ મી**--કબૂતરની પીખાલ તથા સિંધવ, મધ સાથે ખળીને ઇંદ્રિય ઉપર લેપ કરે તો સ્તંભન પાંચ ઘડી સૂધી રહે.

**દવા ૯ મી**—ચીનીકબાળા, કસ્તુરી, નાગરવેલના પાનની જડ, સુંઠ, અક્કલકરો, લવિંગ, જાયફળ, સાકર, અને અફીણ, એ બધું એકેક તોલો લેઈ ખાંડીને ચાળી નાખવું, પછી એક તોલાની સોળ પ્રમાણેની સરખા માપની ગોળીઓ નાગરવેલના પાનના રસમાં વાળવી, ને તેમાંથી અર્ધી ગોળી ખાવી, ને અર્ધી ગોળી નાગરવેલના પાનના રસમાં ઘસીને ત્હેનો ઇંદ્રિય ઉપર લેપ

કરવો, ને બે ઘડી ગયા પછી રતિક્રીડા આરંભવી. ધાતુ ન છૂટે તો લીંબુમાં મીઠું નાખીને ચુસવું.

**દવા ૧૦ મી**—અફીણ ટાંક ૧, હીંગળોક ટાંક ૧, શુદ્ધ કરેલો પારો ટાંક ૧, ને ચીણીયું કપૂર ટાંક ૧ એ બધાંને ધંતુરાના પાનાના રસમાં ખળ કરવું, ને પછી ખસખસના દાણા જેવડી ગોળીઓ કરી રતિક્રીડા કરતાં અગાઉ એક ગોળી ખાવી.

**દવા ૧૧ મી**—સીંદુર ટાંક ૧॥, મોથ ટાંક ૧॥, પડવાસ ટાંક ૧॥, રાલ ટાંક ૧, ને માયાં ટાંક ૧॥, એ બધાને બારીક ખાંડી ચાળી લેવું, પછી ત્હેની અરણીના પાનાના રસમાં ચણા જેવડી ગોળીઓ વાળવી, ને સ્ત્રી પાસે જતાં પહેલાં, બે ઘડી અગાઉ એક ગોળી ખાવી, ને ઉપર શેર દૂધ પીવું.

**દવા ૧૨ મી**—કપૂર, મરી, પારો, ને ટંકણખાર, એ ત્રણેને સમ ભાગે લેઈ પાણીમાં ખળીને ઈંદ્રિય ઉપર ત્રણ વાર લેપ કરવો, ને પછી સ્ત્રી પાસે જવું.

**દવા ૧૩ મી**—રતિક્રીડા વખતે મરેઠીની જડ મોંમાં રાખે તો સ્તંભન થાય.

**દવા ૧૪ મી**—ખારેકનો ઠળીયો પાણીમાં ઘસી ઈંદ્રિય ઉપર લેપ કરવો.

**દવા ૧૫ મી**—દશ ઘડી સ્તંભન થાય તેવી **મહાદેવ ગુટિકા**

કપૂર, અફીણને, હીંગળોક, એને સમ ભાગે લેઈ ધંતુરાના પાનાના રસમાં આખો દહાડો ઘુંટવું, ને પછી ત્હેની ¼ (પા) માસા પ્રમાણેની ગોળીઓ વાળવી, ને એક ગોળી, નાગરવેલની બીડી અથવા સાકર સાથે ખાવી, બે ઘડી દહાડો બાકી રહે તે વખતે ગોળી ખાવી જોઇએ, તેથી દશ ઘડી સૂધી સ્તંભન રહેશે.

## દવા ૧૬ મી—મદન કામેશ્વર ગોળીઓ

કપૂર, કંચોલો, સમુદ્રશોષ, અને અફીણ, એને સરખા વજનમાં લેઈ બારીક ખાંડીને ગોળમાં અર્ધા માસાના વજનની ગોળીઓ વાળવી, ને એક ગોળી સંધ્યાકાળ વખતે ખાવી. તેથી આઠ ઘડી સૂધી સ્તંભન રહેશે.

**દવા ૧૭ મી—કામેશ્વર ગુટિકા** સ્તંભન ઘડી ૧૦. ધાતુ પણ વધે.

શુદ્ધ કરેલો પારો, ગંધક આમલસારો, વિજયા એટલે ભાંગનાં બી, સમુદ્રશોષ, બળબીજ, દેવદારુ, કાચ્ચકુહટી, લવિંગ, ઇસબંદ, જાયફળ, જાવંત્રી, અક્કલકરો, કપૂર, અફીણ, ને પિપર, એ બધાંને સમ ભાગે લેઈ ખૂબ ઝીણાં ખાંડીને કપડાવતી ચાળી લેવું, ને તેના એકંદર વજનના ત્રીજા ભાગના ગોળમાં દવાઓ મેળવી જુવારના દાણા જેવડી ગોળીઓ વાળવી, ને સંધ્યાકાળ વખતે એક ગોળી ખાઈ, ઉપર દૂધ ને ભાત ખાવાં, તેથી ધાતુનો વધારો થઈ સ્તંભન ઘડી દશ સૂધી રહેશે.

**દવા ૧૮ મી**--તલના તેલમાં સિંધવ ખાંડીને નાખવો, પછી તે તેલને ઉકાળીને માથે ઘસવું, તેથી સ્તંભન થશે, વળી તે તેલ ગરમ કરેલા પાણીમાં નાખીને નહાવાથી શરીર મજબૂત થઈ સ્તંભન થશે.

**દવા ૧૯ મી**—ધોળી દ્રાક્ષ, હર્ડેદળ, એલચી, ને દાડમની છાલ એ ચારેને સમ ભાગે લેઈ ખૂબ ઝીણાં ખાંડીને ચૂર્ણ કરવું. ને તે ચૂર્ણ, સવારમાં વાસી પાણી સાથે ખાવું, ને ઉપર સાત વાર હાથેલી ભરીને પાણી પીવું, તેમ નાગરવેલના પાનની બીડીમાં એલચી અને શ્રીવર્ધન સોપારી મૂકીને (બીડી) ખાવી.

**દવા ૨૦ મી**—ધોળી મુશળી પૈસા ૪ ભાર, કાળી મુશળી પૈસા ૪ ભાર, ખસખસ પૈસા ૪ ભાર, ને પિંપળી મૂળના ગંઠોડા પૈસા ૪ ભાર, એ બધાંને ખાંડીને કપડાવતી ચાળવું. પછી દૂધ શેર ૧ ને ઉકાળી તેમાં એક પૈસા ભાર નાખીને પીવું. ઉકળતી વખતે બે પૈસા ભાર સાકર નાખવી.

**દવા ૨૧ મી**--શુદ્ધ કરેલો પારો ટાંક ૧, કનકબીજ એટલે ધંતુરાનાં બીજ ટાંક ૧, આમળસારો ગંધક સારો ચઢતો ટાંક ૧, પ્રથમ ધંતુરાના બીયાંને પાણી શેર ૨ માં ઉકાળવાં, પાણી બળતાં બળતાં પાશેર પાણી રહે ત્યારે ઉતારી લેવું. ને તેમાં તલનું તેલ પૈસા ૨ ભાર નાખી ફરી પાણીને ઉકાળવું પછી પાણી બળી જઈને તેલ રહે ત્યારે તેમાં ઉપર લખેલો આમળસારો ગંધક ખાંડીને નાખવો, ને બાર પહોર સૂધી પારો નાખી ખળમાં ઘુંટવું, પછી તેની ખસખસના દાણા જેવડી ગોળીઓ વાળવી, ને પાછલો બે ઘડી દહાડો બાકી રહે ત્યારે એક ગોળી ખાઈ ઉપર શેર દૂધ ઉકાળીને પીવું, દૂધ ઉકળતી વખતે તેમાં ચાર પૈસા ભાર સાકર નાખવી.

**દવા ૨૨ મી**--આસંદનું મૂળ ખાંડી, છાશ સાથે પીએ તો શુક્રસ્તંભન થાય.

**દવા ૨૩ મી**--રાતી કણેરની કળીઓ ૮૪, ધોળી કણેરની કળીઓ ૮૪ ભેગી કરવી, ને તે બંનેના વજન જેટલી તે બંનેની છાલ તોલીને માંહે મેળવવી, તેમ ચીણીયું કપુર ટાંક ૧ મેળવવું. ને નાગરવેલના પાનના રસમાં ગોળીઓ કરી વાઘના મૂતરમાં ઘસી ઇંદ્રિય ઉપર લેપ કરવો, બે વાર લેપ કરવાથી બે ઘડી, ને ત્રણ વાર લેપ કરવાથી ત્રણ ઘડી, એમ જેટલી ઘડી, કામમાં લેવી હોય તેટલી વાર એક ઉપર એક લેપ કરતા જવું.

**દવા ૨૪ મી**--અક્કલકરો ટાંક ૧, ને મુશલીકંદ પરદેશી ટાંક ૧, એ બેને શીંબલીની જડની છાલના રસમાં બોર પ્રમાણે ગોળીઓ વાળવી. ને સુકવ્યા પછી મુખમાં રાખવી તેથી સ્તંભન થશે.

**દવા ૨૫ મી**--એક સારી નવી મ્હોટી ખારેક લેઈ ત્હેમાંથી ઠળીયો--ઠળીયો--કાઢી નાખવો, ને પછી ત્હેમાં મગના દાણા જેટલું અફીણ ઘાલવું, ને ઉપર ભીના કપડાનો કડકો વીંટી, ચુલાની કાઉ-ભરસાડ-વચ્ચે ઘાલવી, ને થોડીવાર રાખવી, એટલે બફાઈ રહેશે, પછી કાઢીને તેના ચાર સરખા ભાગ કરવા, ને ત્હેમાંનો એક ભાગ સંધ્યાકાળ વખતે ખાઈ ઉપર અર્ધશેર દૂધ પીવું ને ત્યાર પછી રતિ વિલાસં માટે શયન ગૃહમાં જવું.

## ૪૬ ખસની દવાઓ

### દવા ૧ લી—જુલાબ

સોનામુખી પૈસા ૧ ભાર, હીમજીહર્ડે પૈસા ૧ ભાર, સિંધવ પૈસા ૧ ભાર, ને સુંઠ પૈસા ૧ ભાર. એ ચારે વસ્તુઓને ખાંડીને સરખા વજનનાં ચાર પડીકાં કરવાં, ને એકેક પડીકું દૂધ શેર એકમાં ઉકાળીને પીવું.

**દવા ૨ જી**—આરતી કપુર તોલો ૧, પારો તોલો ૧, આમળસારો ગંધક તોલો ૦ાા, હરતાલ તોલો ૦ાા, મનશિલ, મોરથુથુ, કમ્પીલો, ટંકણખાર, ને કાળાં મરી એ દરેક અર્ધો, અર્ધો તોલો.

પ્રથમ ગંધક તથા પારાને ખળમાં ભેગા ખળવાં, પછી ત્હેમાં બીજી વસ્તુઓને ઝીણી વાટી, ચાળીને નાખવી, ને એકંદર કર્યાં પછી, પાશેર દૂધમાં

એક તોલો દવા નાખી, આખા શરીરે માલેસ કરવું, આવી રીતે ત્રણ દહાડા સૂધી દવા ચોળવાથી ખસ મટે છે. ત્રીજે દહાડે નહાવું.

**દવા ૩ જી**—ગંધક આમળસારો પૈસા ૦ાા ભાર, બાવચી પૈસા ૦ાા ભાર ને આંબા હળદર પૈસા ૦ાા ભાર. આ ત્રણેને ખાંડીને લોટ જેવી કરવી, પછી ઘઉંના લોટની ચાર પુરીઓ કરીને તેની અંદર આ ભૂકો, વેડમીની પેઠે ઘાલવો, ને પૂરીઓ ઘીમાં તળી કાઢવી, ને તળતાં વધેલું ઘી ટાઢું પડ્યા પછી તેમાં પુરીઓમાં ઘાલેલો મસાલો કાઢી લઇને નાખવો, ને કાલવીને ખસના, ફોલ્લા ઉપર ચોપડવું.

**દવા ૪ થી**—ખસની સાથે ખરજવું પણ મટે.

કપૂર, કંપીલો, ને મોરથુથુ, એને સમ ભાગે લેઈ, ખાંડીને ચાળી નાંખવું, ને પછી કણઝીના તેલ (કણઝીયા)માં કાલવીને ખસ, ને ખર્જુઆપર ચોપડવાથી તે બન્ને જરૂર મટશે.

**દવા ૫ મી**—આમળસારો ગંધક પૈસા ૪ ભાર, બાવચી પૈસા ૧ ભાર, આંબા હળદર પૈસા ૧ ભાર, કુંવાડીયા–પુંવાડીયાનાં બી પૈસા ૧ ભાર, તથા ધાણા સુકા પૈસા ૧ ભાર, એ બધાને ખાંડી સરખા વજનની ચાર પડીકીઓ કરવી, ને પાણી સાથે પીવી. ખાંડતાં વધેલા કુચા, સરસીયા તેલમાં કાલવીને ખસ ઉપર ચોપડવા.

**દવા ૬ ઠ્ઠી—લુખસની દવા**

પીપળાની લાખ, તથા દીવેલીની મીંજને તાંબાની થાળીમાં તાંબાના લોટાવતી ઘુંટવી, ને તેમાંથી થોડોક ભાગ દહીં સાથે કાલવીને ચોપડવો.

**દવા ૭ મી**—સદર, ધૂપેલમાં લીંબુનો રસ તથા થોડુંક મીઠું વાટીને નાખવું, ને પછી એક રસ કરીને શરીરે ચોળવું.

**દવા ૮ મી**—મુરદાશીંગ તોલો ૧, કપુર તોલો ૧, કલાઈ સપેતો તોલો ૧, આમળસારો ગંધક તોલો ૧, પાપડીયો કાથો તોલો ૧, ને પારો તોલો ૧, આ ૭ વસ્તુઓમાંથી પારા સિવાય બીજી પાંચને ખાંડી, ચાળીને જૂદી જૂદી રાખવી. પછી માખણ રૂ. ૫ ભાર ખળમાં નાખી, ત્હેમાં પારો નાખીને ખળવું, ને થોડી થોડી પેલી પાંચ વસ્તુઓ પણ ખળમાં નાખતા જવું. બધી

નંખાઈ રહે એટલે ઘુંટીને મલમ જેવું થાય એટલે એકેક ચાકે ચીનાઈ માટીના, કે તે ન મળે તો નાળીએરની કાચલીમાં રાખી, રાતે સુઈ રહેતી વખતે મસળીને ચોપડવું. ને સવારમાં નહાવું. દહાડે ચોપડ્યું હોય તો ચોપડ્યા પછી તડકે ફરવું. વાયડું અનાજ તથા મરચાં વગેરે ખાવું નહિ.

**દવા ૯ મી**—લસણને પિંપરીમૂળના ગંઠોડા ભેગા વાટીને ખાવા.

## ૪૭ ખરજવું

**દવા ૧ લી**—મોરથુથુ પૈસા ૧ ભાર, રાલ પૈસા ૧ ભાર, સિંદૂર પૈસા ૧ ભાર, કાથો, મરીયાં, મીણ, ને ધમાસો, એ દરેક રૂપીઆ રૂપીઆ ભાર. એ બધું ખાંડી ઝીણું કરવું, પછી કાંસાની થાળીમાં દહીં નાખી તેમાં પેલી વસ્તુઓ નાંખી, તાંબાના લોટાથી ઘસવું, ને મલમ જેવું થાય એટલે ખરજવાપર ચોપડવું.

**દવા ૨ જી**—કડવી નાહીનો કંદ પાણીમાં ઘસીને ચોપડવાથી પણ ખરજવું મટે છે.

**દવા ૩ જી**—કાળીઆ સરસના પાનાંનો રસ કાઢી, તેમાં ઘોડાવજ ઘસવું ને પછી તે બંનેમાં ગેરુ મેળવીને ખૂબ ઉકાળવું, ને ટાઢું પડ્યા પછી ચોપડવું.

**દવા ૪ થી**—લોબાન, આંબળાં, ફુલાવેલું મોરથુથુ, હીંગળો, બોદારશીંગ, હીરા દખ્ખણ, ગળી, કલાઇ, સપેતો, સોનાગેરુ, ને બાવચીનાં બી. એ બધું સમભાગે લેઈ ખાંડીને ચાળ્યા પછી કણઝીયા તેલમાં ઉકાળવું, ને મલમ જેવું, થાય એટલે ઉતારી લઈ, ટાઢું પડ્યા પછી ચોપડવું.

**દવા ૫ મી**—ગોરખ આમલીનો ગોળ રૂ. ૧ ભાર, કોડિયો લોબાન પૈસા ૧ ભાર, મોરથુથુ પૈસા ૦ા ભાર, ને કાળાં મરી પૈસા ૧ ભાર. આ બધાંને ખાંડી ઝીણો ભૂકો કરી કણઝીઆ તેલમાં મેળવીને મલમ જેવું કરવું, ને ચોપડવું.

**દવા ૬ ઠ્ઠી**—ભાંગ-વિજયા-ને ચાર પૈસા ભાર લઈ લાલ થતા સૂધી સેકવી, પછી આંખમાં આંજીયે એવી ઝીણી વાટવી, ને તેમાં મરી પૈસા ૨ ભાર ઝીણાં વાટીને મેળવવાં, પછી કણઝીના તેલમાં મેળવીને ચોપડવું.

દવા ૭ મી—સો વખત ધોયેલા ઘીમાં, રાળ, મોરથુથુ, એલચી, અને મરીને સમભાગે લઇને વાટીને મેળવવું. ને પછી ખરજવાપર ચોપડવું.

### ૪૮, ખીલી અંગુઠે કે આંગળીએ નીકળી હોય તેની દવા

પીંપળાના થડની ખરવડ વાટીને કપડાવતી ચાળી નાખવી, અને ખીલી-વાળા ભાગ ઉપર પાકું તેલ-(ધુપેલ) ચોપડી તેની ઉપર દાબવી. ને પછી તેની ઉપર પાકા તેલની પટી મારવી.

### ૪૯ ગાલ ઉપર ખીલ થયા હોય તેની દવા

દવા ૧ લી—ફટકડીનું પાણી કરી ગાલ ઉપર ચોપડવું.

દવા ૨ જી—ચોખાના ધોવડામણમાં જરા ફટકડી વાટીને નાખવી, ને પછી તે પાણી ગાલ ઉપર ચોપડવું.

### ૫૦ ખાપરીયું શોધવા-શુદ્ધ કરવા-ની રીત

માટીના વાસણમાં ગાયનું મૂતર નાખી, ત્હેની અંદર મધ્ય ભાગે રહે તેવી રીતે ખાપરીઆની પોટલીને દોરી સાથે અદ્ધર લટકાવવી. ને પછી વાસણ નીચે દેવતા સળગાવવો, એથી ગૌમૂત્ર ઉકળશે, ને તેમાં પોટલીમાંનું ખાપ-રીયું પડી શુદ્ધ થશે.

### ૫૧ શરીરે ખાલિયો ચઢતી હોય ત્હેની દવા

સરસવ રૂ. ૫ ભાર, ગોળ રૂ. ૫ ભાર, એની ચણીબોર જેવડી ગોળીઓ કરીને દિન ૭, ૧૪, કે ૨૧ સુધી ખવડાવવી.

### ૫૨ ખોરાક વિષે થોડીક હકીકત

૧ ખોરાક—ઝાડ, પાન, અનાજ વગેરેનો ખાવો.

૨ ભૂખ પ્રમાણે ખાવું.

૩ નિમેલે વખતે ને નિમેલા વજન પ્રમાણે ખાવું.

૪ દરેક વખતે જમવામાં જૂદી જૂદી વાનીઓ ખાવી.

૫ ભોજન કરતા પહેલાં અને ત્યાર પછી તરત જ પાણી પીવું નહિ, પણ ભોજનના મધ્ય ભાગે પીવું.

૬ ખોરાક બરોબર ચાવીને ખાવો.

૭ જમતાં જમતાં કાંઈ રમુજી વાતો કરવી.

૮ ઘરનાં માણસોની સાથે, કે એકાદ મિત્ર સાથે જમવું.

૯ થાકી ગયા પછી જરા વિસામો લીધા બાદ જમવું.

૧૦ ખાધા પછી જરા વામકુક્ષિ થવું. (બીછાનામાં ડાબા પડખે સુઈ રહેવું) પણ ઉંઘવું નહિ.

૧૧ નબળા બાંધાના માણસોએ સવારમાં ખાઇને કામપર જવું, કે બહાર ફરવા જવું, ભૂખ્યા પેટે કામપર જવું નહિ.

૧૨ દરેક ભોજન વચ્ચે ઓછામાં ઓછા ચાર કલાકનું અંતર હોવું જોઇયે.

૧૩ જમ્યા પછી તરત ભાષણ કરવું, માર્ગક્રમણ–મુસાફરી–કરવી, ઉંઘવું, તાપવું, શેક કરવો, ચાલવું, ઘોડાપર બેસવું, અને પાણીમાં તરવું, એ સર્વ વર્જ્ય ગણ્યું છે.

૧૪ જમતી વખતે ચિંતા, શોક, ભીતિ, દુઃખ, ને ક્રોધ કરવો નહિ, તેમ જમ્યા પછી જાગરણ કરવું નહિ. કેમકે તે બધું કરવાથી બરોબર પાચન થવામાં અડચણ આવે છે.

## ૫૩ ખાંસી–ઉધરસ–ની દવા

### બાળકને ખાંસી થાય ત્હેની દવા

**દવા ૧ લી**—નાગરમોથ, અતિવિખની કળી, અર્ડુસો, પિંપર, અને કાકડાશીંગ એને સમ ભાગે લેઈ બારીક વાટી મધ સાથે ચટાડવું.

### મ્હોટા માણસની ખાંસીપર

**દવા ૨ જી**—પીપળી મૂળના ગંઠોડા, સુંઠ, અને બહેડાંની છાલ, એને સમ ભાગે લેઈ ચૂર્ણ કરી મધમાં ચાટવું.

## ૫૪ ગરમીની દવા

### દવા ૧ લી—ગરમીથી ચાંદાં પડ્યાં હોય ત્હેની દવા

પારો રૂ. ૦। ભાર, રૂમી મસ્તકી રૂ. ૧। ભાર, અજમો રૂ. ૦॥ ભાર, દેવદારુ રૂ. ૦। ભાર, ભીલામાં રૂ. ૪ ભાર, એ પ્રમાણે લેઈ ઝીણું ખાંડીને, ગોળ રૂ. ૧૪ ભારમાં મગના દાણા જેવડી ગોળીઓ વાળવી, ને દર-રોજ ગોળી એક દહીં સાથે ખાવી. પથ્ય પાળવી.

## ગરમી તથા વાત પિત્તની દવા

**દવા ૨ જી**—ભોંય રીંગણીનું મૂળ પૈસા ૪ ભાર, સુંઠ, ગળોના વેલા, સુકા ધાણા, ને લીમડાની છાલ, એ દરેક ચાર ચાર રૂપીઆ ભાર. એ પાંચે વાનાં, પાણી શેર ૫ માં નાખી ઉકાળવાં, અને ચાર પૈસાભાર પાણી રહે ત્યારે ઉતારી લેવું, ને તેમાં ઘી પૈસા ૦। ભાર નાખીને પીવું. આ પ્રમાણે દિન સાત સૂધી કરવાથી શરીરે ગરમી ફુટી નીકળી હશે તે, તથા પિત્ત વાયુ મટશે.

## મહા ગરમી તથા પ્રમેહ ઉપરની દવા

**દવા ૩ જી**—વડની વડવાઈ પૈસા ૨ ભારને ખાંડી વાસી પાણી પૈસા ૫ ભારમાં નાખીને દિન પાંચ સૂધી પીવું.

## બાળકને શરીરે ગરમી થયાની દવા

**દવા ૪ થી**—ધોયેલા ઘીમાં આરતી કપૂર, મેળવીને ચોપડવું.

## ગરમીથી ચાંદાં પડ્યાં હોય તો

**દવા ૫ મી**—આરતી કપુર, કંપીલો, કલાઇસપેતો, અને સિંદૂર એ દરેક ચીજ અર્ધાં અર્ધાં પૈસાભાર લેઈ, ધોયેલા ઘીમાં કાલવીને ચોપડવું.

## ૫૫ ગળાના રોગ

**દવા ૧ લી**—મરી, પિંપર, દાડમનો રસ અને ગુગલ, સમ ભાગે લઈ ગોળી કરીને મોંમાં રાખવી. તેથી ગળાનો રોગ, શ્વાસ ને કાસ મટશે.

## ગળામાં કોયલ પડી ગઈ હોય

**દવા ૨ જી**—અંજીર ઉકાળી તેનું પાણી એક અઠવાડીયા સૂધી રાત દહાડો પીએ તો આ રોગ મટે. પીવામાં પણ તે જ પાણી લીધું હોય તો વધારે સારું થાય.

## બાળકનું ગળું પડયું હોય

**દવા ૩ જી**—વજ, બાવચી, ભોંય ભીંગડો, હળદર, મરી, અને પિંપર એ બધું બરાબર વજનમાં લેઈ ખાંડીને મધ સાથે થોડું થોડું ચટાડવું.

## ૫૬ ગુમડાંની દવા

**દવા ૧ લી**—કલાઈ સપેતો નવટાંક, મોદાર ટાંક ૫, સિંદૂર પૈસા ૧।। ભાર, બાળેલી સોપારી પૈસા ૨ ભાર, ખડીઓખાર પૈસા ૧ ભાર, ટંકણખાર પૈસા ૧ ભાર ને ચૂનો એ બધું ઝીણું વાટી પાણીમાં ખળીને ચોપડવું.

**દવા ૨ જી**—સુરોખાર, એલચી, ને બરાસ સંમ ભાગે લેઈ પાણીમાં ઝીણું પરતીને ચોપડવું.

**દવા ૩ જી**—ધાણા પૈસા ૧। ભાર, સુંઠ પૈસા ૧॥ ભાર, મોથ પૈસા ૧। ભાર, વાળો પૈસા ૧। ભાર, બાલ્લખીલી (ન્હાની બીલી) પૈસા ૧। ભાર, અતિવિષ્નની કળી પૈસા ०। ભાર, બાલકેરી પૈસા ०॥ ભાર, મોચરસ પૈસા ०॥ ભાર, દાડમનું છાંડુ પૈસા ०। ભાર, મરી પૈસા ०॥ ભાર, એ બધું ઝીણું ખાંડી પાણી સાથે ખળ કરી મલમ જેવું થાય ત્યારે ચોપડવું.

## ગુમડાં તથા ચાંદાં રૂઝવવાનો મલમ

**દવા ૪ થી**—ગણા પૈસા ૧ ભારને ખાંડી ગાયના માખણ સાથે કાલવીને ચોપડવો.

**દવા ૫ મી**—ત્રિફળા, (હરડાં, બેહેડાં, ને આંબળાં) ધાણા, સુખડ, એ પાંચ ચીજોને માટીના વાસણમાં નાખી તેમાં મીઠા કુવાનું પાણી રેડી ભીંજવી રાખીને તે પાણી ગુમડાવાળા દર્દીને પાવાથી ફાયદો થશે. પાણી પીવા માગે ત્યારે પણ એજ પાણી આપવું.

**દવા ૬ ઠ્ઠી**—પિંપર અને જવખાર સરખા માપનાં લેઈ તેનું ચૂર્ણ આદાના રસ તથા મધમાં મેળવીને આપવું.

## ૫૭ ગુગળને શુદ્ધ-ચોખ્ખો-કરવાની રીત

કલાઇવાળા તપેલામાં ત્રિફળા (હરડાં, બેહેડાં ને આબળાં) નાખી પાણી રેડવું, ને પછી તેના કાના ઉપર કપડું બાંધી તેમાં ગુગળનો ભૂકો નાખવો, પછી તપેલું ચુલા ઉપર મૂકી તળે દેવતા સળગાવવો, એટલે કપડા ઉપર નાખેલો ગુગળ, નીચે તપેલામાં ઉતરશે, બાકી રહેલો ગુગળ હલાવીને નીચે તપેલામાં ઉતારવો, તે પાણી બળી માવા જેવું થાય તે શુદ્ધ ગુગળ સમજવો.

## ૫૮ પેટમાં ગાંઠ થઈ હોય તે મટવાની દવા

**દવા ૧ લી**—કુંવારના લાબરાના ગર્ભમાં ફટકડી ફુલાવીને તે ગર્ભ બે પૈસાભાર ખાય તો ગાંઠ મટે.

**દવા ૨ જી**—કુંવારના લાબરાનો ગર્ભ ટાંક ૯, તથા મધ ટાંક ૯, તથા ખાંડ ટાંક ૯, એ ત્રણેને ભેગાં કરીને દિન ૭ કે ૧૪ સુધી દરરોજ પીએ તો ગાંઠ મટે.

## ૫૯ પેટમાં ગોળો ચઢતો હોય ત્હેની દવા

**દવા ૧ લી**—ઝેરી નાળીએરના બે રતીભાર કોપરાને, નાગરવેલના પાનના રસમાં ઘસવું, ને તેમાં રૂ. ૦ાા ભાર મધ મેળવીને ચટાડવું, તેથી ગોળો ઉતરી જશે. (કોપરાનો ધોળો ભાગ ઘસવો જોઇએ.)

**દવા ૨ જી**—નાક છીકણી–તડાક છીંકણી*–ના પાંનાને પાણીમાં વાટીને પાવાથી ઉલટી થઈ ગોળો બેસી જશે.

## ગોળો બેસાડે તેમ ભૂખ પણ લાગે

**દવા ૩ જી**—સાકર પૈસા ૭ાા ભાર, ગાયનું ઘી પૈસા ૭ાા ભાર, બદામની મીંજ પૈસા ૨ ભાર, જાયફળ પૈસા ૧ાા ભાર, ખસખસ પૈસા ૨ ભાર, પિપળીમૂળ પૈસા ૪ ભાર, મરી પૈસા ૪ ભાર, સુંઠ પૈસા ૨ ભાર, આસંદ પૈસા ૪ ભાર, અજમો પૈસા ૪ ભાર, પિંપર પૈસા ૪ ભાર, કેસર પૈસા ૦ા ભાર, લવિંગ પૈસા ૦ાા ભાર, અને એલચી પૈસા ૦ા ભાર, એ બધું ખાંડી કપડછાણ કરવું, પછી તેમાં ઉપર બતાવેલું ઘી તથા મધ નાખીને પૈસા પૈસા ભારની ગોળીઓ વાળવી, ને દિન સાત સૂધી ખાવી, ખારું ખાટું ખાવું નહિ.

## ગોળો ચઢતો હોય તથા પેટમાં ચુંક આવતી હોય

**દવા ૪ થી**—જવખારનો ચુરો કરવો, પછી આદાનો રસ કાઢવો, અર્ડુસાનાં પાનાં બાફીને ત્હેનો રસ કાઢવો, એ ત્રણે એકઠું કરીને સવારમાં પાવલી ભાર આપવું.

જવખારનો ચુરો કરતાં ખારના જે કોયલા રહે તેને વાટીને ત્હેની ફાકી મરાવ્યાથી હાંસો મટે, તેમ ચુંક પણ મટે. વાલ બેની ફાકી આપવી.

**દવા ૫ મી**—ઘઉંનો મેંદો તથા હળદર એકઠું કરીને ત્હેની રોટલી માસ ચાર સૂધી ખાવી.

**દવા ૬ ઠ્ઠી**—જવખાર અને ફુલાવેલો ટંકણખાર એ બેને સમ ભાગે લેઈ ચૂર્ણ કરી ગોળમાં મેળવીને ખાવું.

આ દવાથી પેટમાંની અસાધ્ય ગાંઠ પણ મટે છે.

---

* આ છોડ, રેવાજી ઉપર આવેલા કુંભનાથ મહાદેવ નજીકના ભાગમાં થાય છે. તેમજ પાસેના મંકોડી સંગમ આગળ પણ જોવામાં આવ્યો છે.

**દવા ૭ મી**—પિંપર બે ભાગ, મરી ત્રણ ભાગ, સિંધવ એક ભાગ, એનું ચૂર્ણ છાશમાં ૭ માસા (બે પૈસા ભાર) આપવું, જેથી છાતી સુધી ચઢેલો વાયુનો ગોળો બેસી જશે.

## ૬૦ ગજવેલ મારવાની રીત (લોહ ભસ્મ કરવાની)

ગજવેલ તોલા એકને લુહાર પાસે લેઈ જઈ રતેડાથી ઝીણી કાંકરી કરાવવી, પછી ત્હેને નાળીયેરની કાચલીમાં રાખી તેની ઉપર જાંબુડાના ઝાડની અંતર છાલનો રસ રેડવો, આ પ્રમાણે ત્રણ દહાડા સુધી રસ રેડ્યા પછી ખળમાં નાખી જાંબુ (ફળ) નો રસ નાખી ઘુંટવો, ને પછી સૂર્યના સખ્ત તાપમાં મૂકવું. આ પ્રમાણે બે દિવસ કરવું. જો કરકર જેવું જણાય તો તે કાચી જાણી કાઢી નાખવી. પછી ભસ્મને ચપટી ભરી અંગારા ઉપર મૂકી જોવું કે, તેની ધૂણી નીકળે છે કે નહિ, જો ધૂણી નીકળે તો કાચી સમજી કાઢી નાખવી. કે ફરી રસ નાખી બરોબર થવા દેવી.

## ૬૧ સ્ત્રીને ગર્ભપાત ન થતાં ગર્ભ થંભી રહે તેવી દવા

**દવા ૧ લી**--એલચી દાણા ટાંક ૧ાા, વાવડંગ ટાંક ૧ાા, જાયફળ ટાંક ૧ાા, સમુદ્રફીણ ટાંક ૧ાા, મરી ટાંક ૦ા અને ગજકેસર ટાંક ૧ાા આ બધું ખાંડી કપડછાણ કરી તેની કાળીયાં સરસની કુંપળોના રસમાં ટાંક ૧ ભાર પ્રમાણેની ગોળીઓ વાળી રોજ સવારમાં એકેક ખવડાવવી.

## સ્ત્રીને ગર્ભ રહ્યાનાં લક્ષણ

**દવા ૨ જી**--પરસેવો વધારે વળે, માથું દુઃખે, ઉંઘ બહુ આવે, મ્હોં સ્વાદ કરે, (મ્હોં, જૂદી જૂદી જાતની વસ્તુઓ ખાવાના ભાવ કરે, એટલે અભાવા થાય) ને આંખો તરે.

## ગર્ભવંતી સ્ત્રીએ કેવી રીતે વર્તવું

**દવા ૩ જી**--બહુ ખાટું ખારું તેમ ટાઢું-વાસી અન્ન ખાવું નહિ, સારી વસ્તુ ખાવી. હલકું ઝટ પાચન થઈ શકે તેવું ભોજન વધારે ખાવું. તાપ આગળ બેસવું નહિ, બહુ ઉંચે ચઢવું નહિ. કુવામાં તેમ પાણીમાં જોવું નહિ.

## સ્ત્રીનો ગર્ભ પારખવાની રીત

**દવા ૪ થી**--જો સ્ત્રીની ડાબી બાજુએ ગર્ભ હોય તો દીકરી જાણવી, જમણી પાસાએ હોય તો દીકરો જાણવો, ને મધ્ય ભાગે હોય તો તે નપુંસક છોકરો અવતરશે એમ સમજવું.

## ૬૨ ઘા રુઝવાની દવા

વાગેલા ઘા ઉપર આંખ ફુટણીનાં પાનાં વાટીને બાંધવાં, અથવા તુવેરના છોડનાં પાનાં વાટીને બાંધવાથી પણ ઘા રુઝાય છે.

## ૬૩ જૂદી જૂદી જાતનાં ચૂર્ણ બનાવવાની રીત

### ચૂર્ણ ૧ લું—ભૂખ લાગે તેવું ચૂર્ણ

મીઠું, મ્હોટી હર્ડેદલ, વાવડંગ, સંચળ, સિંધવખાર, અજમોદ, પિંપર, જવખાર, સુંઠ, તથા હીંગ, એ બધું સમ ભાગે લેઇ ખાંડીને ચૂર્ણ કરવું, ને રોજ સવારમાં હાથેલી ભરીને ફાકવું.

### ચૂર્ણ ૨ જું—સદર

ફુલાવેલી હીંગ, કાળાં મરી, સુંઠ, પિંપર, શાહજીરું. અજમોદ, સિંધવ, ને સંચળ, એ બધું સરખા વજનમાં લેઈ ખાંડીને ચૂર્ણ કરવું, ને સવારમાં તેમાંથી પાવલી ભાર લેઈ ઠંડા પાણી સાથે ફાકવું, તેથી ભૂખ લાગે છે, તેમ ચુંક પણ મટે છે, વળી શરીરમાં શક્તિ પણ વધે છે.

### ચૂર્ણ ૩ જું

ફુલાવેલી હીંગ વાલ ૧, ને મધ પૈસા ૧ ભારમાં મેળવીને દિન ૧૪ સુધી ખાય તો ભૂખ ઉપડે, તેમ વાયુનો ગોળો બેસી જાય.

### ચૂર્ણ ૪ થું—પાચનશક્તિનું ચૂર્ણ

લવિંગ, એલચી, જાયફળ, હીરાબોળ, ને શુદ્ધ કરેલો વછનાગ, આ બધી જણસો એકેક માસો લેઈ બારીક ખાંડીને ચૂર્ણ બનાવવું, ને તેમાંથી માસા એક પ્રમાણે રોજ ઊના પાણી સાથે ફાકવું, તેથી નીચેના રોગ મટે છે.

અજીર્ણ વિકાર, અતિસાર, ઉલટી, અને સૂળ.

**ચૂર્ણ ૫ મું**—લવિંગ ટાંક ૨, બહુફળી ટાંક ૨, ચીનીકબાલા ટાંક ૨, વાવડંગ ટાંક ૨, વાંસની ગાંઠો ટાંક ૨, મૂળાનાં બીજ ટાંક ૨, સંચળ ટાંક ૨, એ બધાંને ખાંડી લીંબુના રસનો પટ દેવો, ને પછી રોજ ટાંક બે પ્રમાણે ખાવું. તેથી શરદી મટી જઈ ભૂખ લાગશે.

## ચૂર્ણ ૬ ઠું—જીરાદિ ચૂર્ણ

જીરું, હરડેદળ, ને કાળી દ્રાક્ષ બબ્બે રૂ. ભાર, સિંધવ રૂ. ૧ ભાર, સુંઠ રૂ. ૨ ભાર, મરી ને પિંપર એકેક રૂ. ભાર, એ રકમોમાંથી દ્રાક્ષનાં બીયાં કાઢી નાંખવાં, પછી તેમાં બતાવેલી રકમો ખાંડીને ત્હેની બોર જેવડી ગોળીઓ વાળવી. ગોળીઓ વાળતી વખતે તેમાં આદાનો રસ, તથા કુંવારનો, કે લીંબુનો રસ મેળવવો, એટલે ગોળીઓ વાળતાં હરકત પડશે નહિ.

## ચૂર્ણ ૭ મું—લસણાદિ

લસણની કળીઓ રૂ. ૨ ભાર, જીરું રૂ. ૦ાા ભાર, સિંધવ રૂ. ૦ાા સંચળ રૂ ૦ાા, સુંઠ રૂ. ૧, પિંપર રૂ. ૦ાા, મરી રૂ. ૦ાા, ફુલાવેલી હીંગ રૂ. ૦ાા અને આમળસારો ગંધક રૂ. ૧ ભાર, એને ઝીણું ખાંડીને પ્રથમ કુંવારના લાબરાના ગર્ભનો પટ દેવો, પછી લીંબુના રસનો, ને પછી આદાના રસનો પટ દેઈ ત્હેની ચણીબોર જેવડી ગોળીઓ વાળવી, ને રોજ એકેક ખાવી તેથી શરદી મટી, ભૂખ લાગશે, ચુંક પણ મટશે.

ચૂર્ણ ૮ મું—અજમો રૂ. ૧, લવિંગ રૂ. ૦ાા, સંચળ રૂ. ૧, લસણ રૂ. ૧, ફુલાવેલી હીંગ રૂ. ૦।, કાળી દ્રાક્ષ રૂ. ૩, ને કાળીજીરી રૂ. ૦। ભાર. એ બધાંને ખાંડીને આદાના રસનો પટ દેઈ, લીંબુના રસમાં બોર જેવડી ગોળીઓ વાળીને રોજ એકેક ખવડાવવી.

## ચૂર્ણ ૯ મું—સાકરીયું

હીમજીહરડે રૂ. ૦ાા, સોનામુખી રૂ. ૦ાા, પિંપરીમૂળ રૂ. ૦ાા, સુવા રૂ. ૦ાા, સિંધવ રૂ. ૦ાા, સાકર રૂ. ૧, મરી રૂ. ૦ાા, સુંઠ રૂ. ૦ાા, મ્હોટી હરડેદળ રૂ. ૧, અને અજમો રૂ. ૧ ભાર લેઈ ખાંડીને તેને આદાના રસનો પટ દેવો, પછી કુંવારના ગર્ભનો પટ દેઈ, લીંબુના રસમાં બોર પ્રમાણે ગોળીઓ વાળવી, ને રોજ એકેક ખાવી.

## ચૂર્ણ ૧૦ મું—પાચનશક્તિનું

કાળાં મરી નવટાંક, એલચી રૂ. ૦ાા ભાર, લવિંગ રૂ. ૦ાા ભાર, અને સિંધવ રૂ. ૨ાા ભાર, એ ચારેને ખાંડી ફાકી કરવી, ને તેમાંથી રૂ. ૦ાા ભારની ફાકી રોજ મારવી.

## ચૂર્ણ ૧૧ મું—હીંગાષ્ટક ચૂર્ણ

મરી, સુંઠ, જીરું, શાહજીરું, પિંપર, અજમોદ, સિંધવ અને હીંગ. એ આઠ વસ્તુઓને સરખા વજનની લેવી, ને ખાંડીને ૪ ફાકી કરવી, ને દરરોજ ભાતની સાથે રૂ. ૧ ભારની ફાકી, પંચ ગ્રાસ સાથે ખાવી. તેથી અન્ન ઉપર રુચિ થશે.

**ચૂર્ણ ૧૨ મું—**સુંઠ નવટાંક, મરી અધોલ, સંચળ અધોલ અને કાળી. દ્રાક્ષ નવટાંક, (દ્રાક્ષમાંથી બી કાઢી નાંખવાં) આ ચારે રકમોનું ચૂર્ણ કરવું. પહેલાંની ત્રણ રકમોને ખાંડીને તેમાં દ્રાક્ષ મેળવવી.

## ચૂર્ણ ૧૩ મું—હીંગાષ્ટક ચૂર્ણ ૨ જું

ત્રિકટુ, ચિત્રક, સિંધવ, અજમો, જીરું, શાહજીરું, સંચળ, અને ફુલાવેલી હીંગ, એને સમ ભાગે લેઈ ખાંડીને ચૂર્ણ કરવું, અને છાશમાં પાવલી ભાર નાખીને પીવું, અથવા ભાતમાં ઘી નાખીને તેમાં રૂ. ૦॥ ભાર મેળવી પંચ ગ્રાસમાં ખાવું. તેથી અન્નપર રુચિ થશે, ને ભૂખ લાગશે.

## ૬૪ ચુંકની દવા

**દવા ૧ લી—**મૂળાનાં બી વાટીને મધ સાથે ખવડાવવાં.

## વાયુથી ચુંક આવતી હોય

**દવા ૨ જી—**સિંધવ પૈસા ૧, હીંગ પૈસા ૧, હર્ડેદળ પૈસા ૧, પિંપર પૈસા ૧, આમળસારો ગંધક પૈસા ૧ ને મેથી પૈસા ૧ ભાર.

એ બધાં ઝીણાં ખાંડીને ૨૪ પહોર સૂધી ખળ કરવો, પછી તેમાં નાગરવેલના ૨૫ પાનાંનો રસ મેળવી ખળ કરવો, પછી આદાનો રસ ભેળવી ચણા જેવડી ગોળીઓ વાળવી, ને સાત દિવસ સૂધી એકેક ખાવી.

**દવા ૩ જી—**લીંબુની ફાડમાં ચણા જેટલો આમળસારો ગંધક વાટીને ઘાલવો ને તે ફાડ દેવતાપર ગરમ કરીને ચુસાડવી.

**દવા ૪ થી—**બળદનું મૂતર પૈસા ૭॥ ભારમાં સંચોરો એક પૈસા ભાર વાટીને નાખવો, ને એકઠું કરીને દિન સાત સૂધી પીવું.

**દવા ૫ મી—**ખરસાણીની ડીરીઓ નગ ૧૫, ને થોરનાં પાનાં નંગ ૫, એ બન્નેને ભરસાડમાં બાફી રસ કાઢી, તેમાં ફુલાવેલો ટંકણખાર વાલ ૪ નાખીને દિન ૭ સૂધી પીવો.

**દવા ૬ ઠ્ઠી**—કુંઆરાઈનાં પાંદડાંનો રસ, સાત પૈસા ભાર પાણી છાંટીને કાઢવો, ને તેમાં સિંધવ ટાંક ૧ નાખીને દિન સાત સૂધી પીવો.

**દવા ૭ મી**—ફુલાવેલા સંચોરાની ગોળમાં લખોટી જેવડી ગોળીઓ વાળીને ખાવી. તેથી ચુંક તથા સૂળ પણ મટશે.

**દવા ૮ મી**—હીરા હીંગ રૂ. ૦ાા ભાર, સુંઠ રૂ. ૨ ભાર, ખોડી અજમો રૂ. ૧ ભાર, અને સંચળ રૂ. ૧ ભાર, એની ફાકી કરી વાસી પાણી સાથે ફાકવી.

**દવા ૯ મી**—પીપળી મૂળના ગંઠોડા, ઇન્દ્રજવ, કાળીજીરી, મરી, ઘોડાવજ, એ એકેક પૈસા ભાર લેઇને ખાંડી ફાકી કરીને ફાકવી.

**દવા ૧૦ મી**—સંચળ, સુંઠ, મરી, હીંગ, અજમો, સરખે ભાગે લેઈ ખાંડી ગોળમાં ચણીબોર જેવડી ગોળી કરીને ખાવી.

**દવા ૧૧ મી**—ઘોડાની લાદને પાણીમાં ચોળી નાખી, તે પાણીને ગાળી નાખવું ને તેમાં હીંગ વાટીને નાખ્યા પછી પાવું.

## ૬૫ ચાંદાની દવા

**દવા ૧ લી**—ગંધક ટાંક ૨, રાલ ટાંક ૨, ઘી ટાંક ૨, એમાંથી પહેલી બે ચીજને ખાંડી તેમાં ઘી મેળવવું. પછી મીણ ઉકાળીને તેમાં નાખવું, એક રસ થાય ત્યારે ઉતારી લેઈ રોજ ચાંદા ઉપર ચોપડવું.

## મોંમાં ચાંદાં પડ્યાં હોય તો

**દવા ૨ જી**—કાથો, પાનીયું સોપારી, કપુર કાચલી, ફુલાવેલું મોરથુથુ, એમની બાળીને રાખ કરવી, ને તેમાં સોનાગેરુ રૂ. ૦ાા ભાર, તથા એલચી રૂ. ૦ાા ભાર, નાખીને કાલવીને ચોપડવું. કદાપિ માં આવીને ચાંદીઓ પડી હોય તો તે પણ મટે છે.

## ગમે તે જાતનું ચાંદુ રુઝવવાની દવા

**દવા ૩ જી**—ગાયના ઘીને સો વાર ધોવું, પછી રસકપૂર તથા હીરા દખ્ખણ બબ્બે રૂ. ભાર લેઇને ખાંડીને નાખવી, ને મલમ જેવું થાય ત્યારે ચોપડવું.કરી પાળવી.

## ઇંદ્રિય ઉપર ચાંદી પડી હોય

**દવા ૪ થી**—દારુડીયાના છોડનો ચેપ. (ચીક) ઇંદ્રિય ઉપર જ્યાં ચાંદી પડી હોય તે ઠેકાણે ચોપડવાથી ચાંદી જલદીથી મટે છે, તેમ વિસ્ફોટક વા, પણ મટે છે.

## મોંમાં ચાંદી પડી હોય

**દવા ૫ મો**—મોરથુથાને બોરડીના લાકડાના અંગારામાં બાળવું, પછી વાટીને મ્હોંમાં ચોપડવું. મોઢું નીગળતું રાખવું.

## ચાંદી અથવા ટાંકીની દવા*

**દવા ૬ ઠ્ઠી**—હીમજીહર્ડે, રૂ. ૮ ભાર, રસકપૂર રૂ. ¼ (પા) ભાર, અનારનાં ફૂલ સુકાં રૂ. ૧ ભાર, બોદારશીંગ, જાયફળ, એલચી, ધાણા, લવિંગ અને મરી, એ દરેક એકેક રૂ. ભાર, લેઈ ખાંડીને ઝીણું કરી લીંબુ નંગ ૧૦૦ ના રસમાં ખળ કરવો, ને લોચા જેવું થાય ત્યારે બાજરીના દાણા જેવડી ગોળીઓ વાળવી, ને એકેક સાંજ સવાર ખાવી. મીઠું બીલકુલ ખાવું નહિ, મોળું ખાવું. કરી પળાવવી.

## ૬૬ છાતીના દર્દની દવા

## છાતીની અંદર અમુઝણ થતી હોય તો

સાબરશીંગાની ભસ્મ વાલ અર્ધો, ઘોડાવજ વાલ ૧, ને સુંઠ વાલ એક એ ત્રણેને મધમાં મેળવીને ચાટવું.

## ૬૭ છાશનું તરત દહીં કરવાની ક્રિયા

છાશમાં બીજોરું નીચોવે તો દહીં તરત થાય.

## ૬૮ જુલાબની ગોળીઓ

**દવા ૧ લી**—રેવંચીનો શીરો પૈસા ૧ ભાર, સીકોતરીયો અળીઓ પૈસા ૧ ભાર, નેપાળાનાં બી પૈસા ૧ ભાર. નેપાળાનાં બીજને ફોડીને માંહેથી મીંજ કાઢવી ને પછી આ ત્રણે વસ્તુને ખળમાં—ગોળીયો બંધાય ત્યાં સુધી—પાણી નાખીને ખળવું, ને પછી ત્હેની વટાણા જેવડી ગોળીઓ

---

* આ દવા ભયભરેલી જણાય છે. કેમકે રસકપૂર, સાચવવા જેવી ઝેરી વસ્તુ છે. તેથી મ્હોં આવી ગયા વિના રહેતું નથી.

વાળવી. મોટી ઉંમરના માણસને ત્હેના શરીરનો બાંધો તથા જાત જોઇને એક અથવા અર્ધી આપવી, બાળકોને પણ વય, કાળ, ઋતુ ને શરીર વગેરે જોઇને કડકો આપવી.

આ ગોળીથી જુલાબ બંધ ન થાય તો ખાંડનો સરબત પૈસા ૩ ભાર ખવડાવવો, તેમ ઘી ને ખીચડી ખવડાવવી–

**દવા ૨ જી**—સોના મુખી નવટાંક, નસોતર અધોળ, સંચળ અધોળ, અધોળ અજમો, હીમજી હર્ડે નવટાંક, ને સુંઠ અધોળ, એ ૭ રકમોને ખાંડીને લીંબુના રસમાં બોર જેવડી ગોળીઓ વાળવી, ને ગોળી એક, ગરમ પાણી સાથે લેવી.

**દવા ૩ જી**—મ્હોટી હર્ડેદળ, સોનામુખી, પિંપર ને સિંધવ, એ દરેક બબે રૂ. ભાર લેઈ કાળી દ્રાક્ષ રૂ. ૬ ભારમાં ખાંડીને નાખવી ને ચણીબોર જેવડી ગોળીઓ વાળીને એક ગોળી સાંજે ખાવી, તેથી શરીર દુરસ્ત થશે.

**દવા ૪ થી**—નસોતર પૈસા ૩ ભાર, તથા ધોળી ખાંડ પૈસા ૨ ભાર, એ બેને એકઠાં કરીને ફાકી મારી ઉપર ગરમ પાણી પીવું.

**દવા ૫ મી**—ઇંદ્રવારણાની જડ રૂ. ૦।। ભાર ખાંડી ઝીણી કરવી, ને તેમાં ખાંડ ભેળવી ફાકી મારી ઉપર ગરમ પાણી પીવું.

**દવા ૬ ઠ્ઠી**—ગરમાળો તથા સોનામુખીનાં પાનાં, એ બંનેને ઉકાળીને પીવું.

**દવા ૭ મી**—રેવંચીની ખટાઈ રૂ. ૨ ભાર, અને સીકોતરીયો એળીયો રૂ. ૧ ભાર, એ બેને ખાંડી, પાણી સાથે મરીના દાણા જેવડી ગોળીઓ વાળી સવારમાં ૨ થી ૫ સુધી મોટા માણસે ગળવી. ઉપર ગરમ પાણી પીવું.

**દવા ૮ મી**—સોનામુખી રૂ. ૦।। ભાર, હીમજીહર્ડે રૂ. ૦।। ભાર એ બન્નેને દીવેલમાં તળીને વાટવી ને તેમાં સંચળ તથા સુંઠ અર્ધો અર્ધો રૂ. ભાર વાટીને મેળવવું. ને રાતે સુતી વખતે ફાકી મારવી.

**દવા ૯ મી**--પાપડ ઉપર ખરસાણીના દૂધની એક લીટી કરી સેકીને ખાવાથી જુલાબ એક, કિંવા બે થાય છે, ને બે લીટીઓ કરવાથી વધારે થાય છે.

## ૬૯ જલંદરની દવા

**દવા ૧ લી**—લસણને મધમાં આથીને દિન ૪૦ સૂધી ખાય તો મટે.

**દવા ૨ જી**—બકરીના દૂધ શેર ૧ માં દીવેલ રૂ. ૪ ભાર મેળવીને માસ ચાર સૂધી પીએ તો મટે.

**દવા ૩ જી**—રાઇને ખાંડી ઝીણી કરી ગૌમૂત્રમાં ખાય તો આરામ થાય.

**દવા ૪ થી**—ઇંદ્ર વારણાં શેર ૫ લીલાં ફોડી તેમાં સુંઠ રૂ. ૪ ભાર તથા પિંપર રૂ ૪ ભાર ઘાલી કોરા વાસણમાં ભરવું, પછી મોં બંધ કરી કપડમીટ કરી ચુલા ઉપર ચઢાવવું ને નીચે અગ્નિ છાણાં શેર ૧૦ ની કરી આંચ દેવી, ને વેળાની વેળાએ કાઢવું ને તેમાંથી ફાકી રૂ ૦। ભારની ગારવી. ખારું, ખાટું, તેલ વગેરે ખાવું નહિ. ખીચડી ખાવી.

**દવા ૫ મી**--લસણને બકરીના મૂતર સાથે પાય તો મટે.

## ૭૦ ઢોરને અથવા માણસને જીવડા-કીડા-પડયા હોય ત્હેની દવા

જે ઢોર અથવા માણસને કીડા પડ્યા હોય તે કાઢી નાખવા હોય તો લજામણીના (લાજુ લાડીના) છોડ પાસે જઇને ત્હેને હલાવવી, ને કહેવું કે "અમુક માણસને અથવા ઢોરને જીવ-કીડા-પડ્યા છે," પછી એક કલાકમાં જીવ ન ખરી પડે તો તે લજામણીના છોડને ઉખેડી નાખી, બીજા ઝાડ ઉપર ફેંકી દેવો, એથી સારું થશે. આ એક જાતનો ટુચકો જણાય છે.

## ૭૧ ઝામરની દવા

માથે ઝામર આવ્યો હોય તો-પૈસા ૧ ભાર અફીણ, પૈસા ૧ ભાર મોરથુથુ, પૈસા ૦॥ ભાર ફટકડી, પૈસા ૦॥ ભાર હીરાકસી, પઠાણીયો લોદર, હીમજીહર્ડે, જીરું, વરીઆળી, ને ખારેકો પાકી એ દરેક પૈસા પૈસા ભાર, એ બધાંને ખાંડી ભૂકો કરીને પાણીમાં લુગદી કરીને સુકવવી પછી પાણીમાં ઘસીને માથે ચોપડવું.

## ૭૨ ઝાડાની દવાઓ

### ગરમીથી ઝાડા થયા હોય તો તે મટવાની દવા

**દવા ૧ લી**—આંબાના ઝાડની ઉપલી છાલ, પૈસા ૨ ભાર, ખાંડ પૈસા ૨ ભાર, એ બેની ફાકી કરવી, ને દિન ૩ સૂધી પાણી સાથે આપવી, ને ઉપર દહીં ને ભાત વિના બીજું કાંઈ ખાવા આપવું નહિ.

## ઝાડા બંધ કરવાની ગોળીઓ

**દવા ૨ જી**—કાથો નવટાંક, અફીણ પૈસા ૦। ભાર, એલચી પૈસા ૧ ભાર, લવિંગ પૈસા ૧ ભાર, જાયફળ પૈસા ૦॥ ભાર, એમાંથી ચાર વસ્તુઓને ખાંડવી, ને ઉપર કાથો ઝીણો વાટીને નાખવો ને ગોળીઓ બંધાય તેટલું પાણી રેડી ચણીબોર જેવડી ગોળીઓ વાળી સવારમાં એકેક ખાવી.

**દવા ૩ જી**--ધાણા, સુંઠ, ને બાલાબીલી, (ન્હાની થતી બીલીનું ફળ) સમ ભાગે લેઇ ખાંડીને ફાકવું,

**દવા ૪ થી**—અજમો ટાંક ૧, મોચરસ ટાંક ૧, મરડાશીંગ ટાંક ૧, ધાવડીનાં ફૂલ ટાંક ૧, એ બધાંને ઝીણાં ખાંડીને ચૂર્ણ કરવું, ને તેમાંથી રૂ. ૦॥ ભારની ફાકી મારી ઉપર છાશની પરાચ (છાશની ઉપરનું નીતર્યું પાણી) પીવી.

**દવા ૫ મી**--દીવો કરવાનું જૂનું કોડીયું હોય ત્હેને ચુલામાં બાળી ઝીણો ભૂકો કરવો, પછી અર્ધા પૈસા ભાર ખાંડ, ને અર્ધા પૈસા ભાર ભૂકો લેઇને ફાકી મરાવવી.

**દવા ૬ ઠ્ઠી**—સદર ધાવડીનાં ફૂલ રૂ. ૧ ભાર, બળબીજ રૂ. ૧ ભાર, પીરતાં રૂ. ૧ ભાર, સુંઠ રૂ. ૨ ભાર, કડા છાલ રૂ. ૧ ભાર, અતિવિખની કળી રૂ. ૧ ભાર, એ બધી વસ્તુઓને ઘીમાં તળીને તેની ફાકી કરવી ને દિવસ ત્રણ સૂધી રૂ. ૦॥ પ્રમાણે ફાકી મરાવવી. એક ફાકીએ મટે તો પછી વધારે ખાવાની જરૂર નથી.

**દવા ૭ મી**—જૂની છો રૂ. ૧ ભાર વાટીને ફકાવવી.

**દવા ૮ મી**—શંખજીરાને દહીં રૂ. ૧ ભારમાં ચટાડીએ તો ઝાડા મટે. કદાપિ ના મટે તો ઉંધતું જીરું રૂ. ૧ ભાર ઘીમાં ખવડાવીએ તો મટે.

**દવા ૯ મી**—ચીડાની મોથ, મોચરસ, લોદર, ધાવડીનાં ફૂલ, ઇન્દ્રજવ, બીલીનો ગર્ભ, ને જાવંત્રી, એમને સમ ભાગે લેઈ ચૂર્ણ કરી, ગોળ અથવ છાશની સાથે રૂ. ૦॥ ભાર ખવડાવે તો ગમે તેવા ઝાડા બંધ થાય.

**દવા ૧૦ મી**—અજમોદ, મોચરસ, સોપારીનાં ફૂલ, હર્ડાંની ડીંચ, કાકડાશીંગ, એને સમ ભાગે લેઈ ખાંડીને આદાના રસ સાથે અથવા ગાયની છાશ, અથવા દહીંમાં ખવડાવવું.

**દવા ૧૧ મી—ખરો ઉપાય**-ધાણા, સુંઠ, મોથ દાડમના ફળની છાલ, (દાડમનું છાંડુ) ખસખસનાં છાંડાં, બળબીજ, સોનાગેરુ, એ બધી વસ્તુઓ પૈસા પૈસા ભાર લેઈ ખાંડીને દહીં સાથે રૂ. ૦ાા ભારની ફાકી મરાવવી.

## બાળકને ઝાડા બંધ થવાનો તથા અન્ન ઉપર રુચિ કરનારો કવાથ

**દવા ૧૨ મી**—સુકા બીલાનો ગર્ભ રૂ. ૦ાા ભાર, અતિવિખની કળી રૂ. ૦ા ભાર, મોથ રૂ. ૦ાા ભાર, વીરણોના વાળા રૂ. ૦ાા ભાર, કરીઆતુ રૂ. ૦ાા ભાર, ધાણા રૂ. ૦ાા ભાર, કડા છાલ રૂ. ૦ાા ભાર, તે ન મળે તો ઇંદ્રજવ રૂ. ૦ા ભાર, ખસખસનું જીડવું રૂ. ૦ાા ભાર, અજમોદ રૂ. ૦ા ભાર, એ બધાંનો ઉકાળો કરી દિન ૩ સૂધી પાવો.

**દવા ૧૩ મી**—ધોળી ઝીપટીનું મૂળ, પાણીમાં ઘસીને પાવાથી ઝાડા બંધ થાય છે.

## ઝાડે લોહી પડતું હોય

**દવા ૧૪ મી**—રાયણના ઝાડના થડનું ઉપલું છાંડુ, પૈસા ૩ ભાર, ખીલીના ઝાડના થડનું ઉપરનું છાંડુ રૂ. ૩ ભાર, અલ્લુના ઝાડના થડનું ઉપરનું છાંડું રૂ. ૩ ભાર. એ ત્રણે છાંડાં ચોખાના ધોવણમાં ઘસીને દિન ત્રણ સૂધી આપવાં.

**દવા ૧૫ મી**—કેરીનાં આંબોળીયોનો ઝીણો ભૂકો કરીને દહીંમાં ખવડાવવો, ન મટે તો ધાવડીનાં ફૂલ રૂ. ૧ ભારને ખાંડીને દહીંમાં આપવાં.

## ૭૩ ટાંકીની દવાઓ

**દવા ૧ લી**—પીપળા, આમલી, બોરડી અને બાવળના ઝાડનાં છાંડાંને, ખૂબ ખાંડીને ખળ કરવો, ને પછી કપડ છાણ કરી જ્યાં જ્યાં ધારાં-ટાંકીઓ-પડી હોય ત્યાં ત્યાં ભભરાવવાં.

## ખાવાની દવા

જૂનો ગોળ ૧ પૈસા ભાર, એળીયો ૧ પૈસા ભાર, અને અજમો ૧ પૈસા ભાર, એળીયા તથા અજમાને બહુ ઝીણો ખાંડી, તેની સાત ગોળીઓ

સરખા માપની જૂના ગોળમાં બનાવવી ને રોજ એકેકી ખાવી. પથ્ય–દૂધ ને ભાત વિના બીજું કાંઈ સાત દહાડા સૂધી ખાવું નહિ. ખાટું, ખારું, ને હીંગ વગેરે ખવાય નહિ. વળી ઉપર લખેલાં છાંડાં પાણીમાં ઉકાળીને તે પાણીથી ઈંદ્રિય ધોવી, ને ધોયા પછી જ દવા ભભરાવવી.

**દવા* ૨ જી**—અજમોદ ૧ પૈસા ભાર, ખોરાસાની અજમો પૈસા ૧ ભાર, હીંગળો પૈસા ૧ ભાર, રસકપૂર પૈસા ૦॥ ભાર, કાથો પૈસા ૧ ભાર, ને અક્કલકરો પૈસા ૧ ભાર.

એ બધાંને ખાંડીને કપડછાણ (કપડે ચાળવું તેને કપડછાણ કહે છે.) કરવું, ને પછી ત્હેની પાણી સાથે જુવારના દાણા જેવડી ગોળીઓ વાળવી, ને રોજ સવારમાં એકેક ખવડાવવી. ને ત્હેની ઉપર રાઇતી કેરીના ચાર કડકા ખવડાવવા. રસકપુર આવ્યું છે માટે સખ્ત પથ્ય પાળવી.

પથ્ય–ગોળ ખવાય નહિ, ત્હેને બદલે સાકર, ને ખાંડ ખાવી. વાલ, અડદ, કોળું, કેરું, તેલ, આમલી, છાશ, ને છાશથી બનતી ચીજો, કઢી વગેરે ખાવાં નહિ.

જો પથ્ય પાળી શકાય તેમ હોય તો જ આ દવા કરવાની છે. તેમ નહિ થાય તો શરીરને નુકસાન થશે. પ્રથમ તો મ્હોં આવી જશે. દવા ભયંકર છે. વૈદ્યને પૂછીને કરવી.

**દવા ૩ જી**—મોરથુથુ રૂ. ૦॥ ભાર, કડીઓ રૂ. ૨॥ ભાર, સોપારી રૂ. ૨ ભાર, એ ત્રણેને બાળવી ને ખાંડીને તેમાં એલાયચી રૂ. ૦। ભાર, કાથો રૂ. ૧ ભાર, અને ઓદારશીંગ રૂ. ૧ ભાર ખાંડીને મેળવવાં, પછી ખળ કરીને (ખળમાં કાંઈ ચીજને ખળવી તેને ખળ કરવો કહે છે,) ચોપડવું. બધી જાતની કરી–ચરી પાળવી.

**દવા ૪ થી**—શંખ હીંગોરો રૂ. ૧ ભાર, રસકપૂર રૂ. ૧ ભાર, શંખજીરું રૂ. ૨ ભાર, કલાઈ સપેતો રૂ. ૧ ભાર, કેવડીયો કાથો રૂ. ૨ ભાર,

---

* **સૂચના**–હર કોઈ દવામાં જ્યાં રસકપૂર આવ્યું હોય ત્યાં સખત જ કરી પાળવાની છે એમ સમજવું. તેનાથી મ્હોં આવી ગયા વિના રહેતું જ નથી મ્હોં પાછું વાળતાં ન આવડે તો કંઠ રુંધાઈ જઈ, પ્રાણ જાય છે.

એ રકમોને ઝીણી ખાંડ્યા પછી ખળ કરવો, પછી ગોળીઓ કરવી (પાણીમાં) ને ટાંકી, કે ચાંદીને વગળના* પાણીથી ધોઈ તેની ઉપર ગોળીને પાણીમાં ઘસીને ચોપડવી.

### ટાંકી ઉપર પીવાનો કવાથ

**દવા ૫ મી**—સાંબ હીંગોરો રૂ. ૧ ભાર, ચણીબોરના મૂળીયાં ઉપરની છાલ, રૂ. ૪ ભાર, આકડાના મૂળિયાં ઉપરની છાલ રૂ. ૪ ભાર, ઉભી ભોટંગડીનાં મૂળિયાં ઉપરની છાલ રૂ. ૪ ભાર, રાની કણઝનાં મૂળિયાં ઉપરની છાલ રૂ. ૪ ભાર, એ બધાંને ઝીણું ખાંડી ઉકાની ચલમમાં ભરીને દિવસ સાત સૂધી દર્દીને પાવાં ને કરી દિન ૧૪ સૂધી પળાવવી. દવા ભયંકર છે, મોં આવે છે, માટે સાવચેતી રાખવી.

**દવા ૬ ઠ્ઠી**—ઘીને પચીસ વાર ધોઈ ત્હેમાં બરાસ તથા કપુર અને કલાઈ સપેતો વાટીને નાખવો ને મલમ જેવું થાય એટલે ટાંકી ઉપર ચોપડવું.

**દવા ૭ મી**—જૂની સોપારી, ધોળો કાથો, અને ધોળાં મરીને બાળીને રાખ કરી ટાંકી ઉપર આસ્તેથી દાબવું.

### ૭૪ ઠાંસાની દવાઓ

**દવા ૧ લી**—પિંપર, પીપળીમૂળ, અજમો, કાયફળ, ભારીંગ, ને લવિંગ એ દરેક પા, પા (૦ા, ૦ા) પૈસા ભાર લેવું. અર્ડુસાનાં પાનાં પૈસા ૩ ભાર, જવખાર પૈસા ૦ાા ભાર, ટંકણખાર પૈસા ૦ાા ભાર, (ફુલાવીને લેવો) સંચળ પૈસા ૦ાા ભાર, સિંધવ પૈસા ૦ાા ભાર, વરાગડુ મીઠું પૈસા ૦ાા ભાર, એ બધું ખાંડી, ખળ કરીને આદાના રસમાં મરીના દાણા જેવડી ગોળીઓ વાળવી, ને રોજ સવાર સાંજ એકેક ખાવી.

**દવા ૨ જી**—એલચી, ફુલાવેલો ટંકણખાર, લવિંગ, ને જેઠીમધ, એ એકેક તોલો લેઈ ખળ કરવો, ને પછી તેમાં નાગરવેલના પાનનો રસ નાખી તુવેરના દાણા જેવડી ગોળીઓ વાળી, સવાર, બપોર, ને સાંજે. એમ ત્રણ વખત એકેક ગોળી મોંમાં રાખી રસ ગળે ઉતારવો. એમ ત્રણ દહાડા સૂધી ખાધાથી ઠાંસો મટે છે. (એલચીને છાંડાં કાઢી નાખ્યા પછી વાટવી)

---

* આંબા, કે તેવો કોઈ જાતના ઝાડનાં છોડાંને પાણીમાં ઉકાળવાં તેને વગળ કહે છે.

**દવા ૩ જી**—એક રૂ. ભાર અજમાને આકડાના દૂધમાં પલાળવો, ને પછી કુલડામાં મૂકી, ઢાંકણું દેઈ, તેની ઉપર કપડું વીંટવું ને માટી–ગોરમટી–ચોપડવી (કપડમીટ કરવું) ને અડાયાં છાણાંના દેવતામાં ૨૪ કલાક રાખી મૂકવી, એટલે કુલડીમાંના અજમાની ભસ્મ થશે, તેને નાગરવેલના પાનમાં વાલ ૧ ખાવી. સવાર સાંજ ખાવાથી રોગ મટશે. કરીમાં–તેલ, મરચું ને ખટાઈ ખાવાં નહિ.

**દવા ૪ થી**—બાજરીના અછેર લોટમાં આકડાના ફૂલની વચલી માંજર રૂ. ૧ ભાર વાટીને નાખવી. તેમ દેશી ખરસાણીની ઝીણી કુંપળો રૂ. ૧ ભાર વાટીને નાખવી, પછી તે લોટમાં ગૌમૂત્ર નાખીને રોટલો કરવો, ને બંને બાજુએ ખૂબ સેકવો, પછી ત્હેને ખાંડીને ઝીણો લોટ કરી તેની સવાર સાંજ એકેક રૂ. ભાર ફાકી મારવી. પથ્ય–તેલ, મરચું ને ખટાઈ ખાવી નહિ.

**દવા ૫ મી**—લવિંગ, મરી, બહેડાની છાલ, ખેરસાલ, એ સરખા વજનમાં લેઈ ખાંડીને કપડછાણુ કરવું, ને ખળમાં નાખવી, પછી બાવળીયાના છોડાંને પાણીમાં ઉકાળી, તે પાણી, દવાવાળા ખળમાં નાખીને ઘુંટવું, ને સુકવવું. સુકાયા પછી તે જ પાણી ફરી નાખીને ઘુંટવું ને ચણાના દાણા જેવડી ગોળીઓ વાળી, સવાર સાંજ એકેક ગોળી મોંમાં રાખી, રસ ઉતારવો. પથ્ય–નથી.

**દવા ૬ ઠ્ઠી**—વાંસ કપુર, એલાયચી, ને પિંપર એકેક રૂપિયા ભાર, ને તજ રૂ. ૨ાા ભાર, એ ચારેને ખાંડી મધ તથા ઘીમાં ખાવું.

**દવા ૭ મી**—ખેરસાલ રૂ. ૨ ભાર, દાડમની અંતર છાલ રૂ. ૨ ભાર, દાડમનાં છાંડા રૂ. ૧ ભાર, તે ન મળે તો દાડમની અંતર છાલ લેવી, બહેડાની છાલ રૂ. ૨ ભાર, એ બધાંને ખાંડી કપડછાણુ કરી, આદાના રસમાં ચણી બોર જેવડી ગોળીઓ વાળવી, ખાંડતી વખતે તેમાં સિંધવ રૂ. ૨ ભાર નાખવો. ગોળીઓ રોજ સુતી વખતે નાગરવેલના પાન સાથે ખાવાની છે.

## ન્હાનાં છોકરાંને ઠાંસો થયો હોય તેની

**દવા ૮ મી**—મ્હોટી હડે તથા જવખાર પાણીમાં ઘસીને પાવાં.

**ઠાંસો તથા ગળાની ગરમી પણ મટે. ન્હાનાં છોકરાં માટે**

**દવા ૯ મી**—ધોળી તપકીર, ચીનીકબાલા, તથા દાડમનું ફૂલ, **એ સમ** ભાગે લેઇ પાણીમાં વાટીને પાવું.

**દવા ૧૦ મી**—સોનામુખી રૂ. ૧ ભાર, સાકર રૂ. ૨ ભાર, મરી રૂ. ૧ ભાર, દ્રાક્ષ રૂ. ૨ ભાર, સિંધવ રૂ. ૧ ભાર, મ્હોટી હરડેદળ રૂ. ૧ ભાર, વરાગડું મીઠું રૂ. ૧ ભાર, ટંકણખાર ફુલાવેલો રૂ. ૧ ભાર. એ બધાંને ખાંડીને છાયા તળે બાફવું. ને પછી કાઢીને બોર પ્રમાણે ગોળીઓ વાળી સવાર સાંજ એકેકી ખાવી.

**દવા ૧૧ મી**—હીમજીહરડે રૂ. ૨ ભાર, મરી રૂ. ૨ ભાર, પિંપર રૂ. ૨ ભાર, કાથો રૂ. ૨ ભાર, એને ખાંડીને ખળ કરવો, પછી બાવળ તથા લીમડાના છોડાંને પાણીમાં ઉકાળી, તે પાણીમાં ચણાપુર જેવડી ગોળીઓ વાળવી, ને સવાર સાંજ એકેક ખવડાવવી. કરી પળાવવી.

**દવા ૧૨ મી**—પિંપરને ખાંડી, અફીણના પાણી (કસુંબા)માં મગ જેવડી ગોળીઓ વાળીને એક ખાવી.

**૭૫ તાવની દવાઓ—તાવ જાય તથા ભૂખ લાગે**

**દવા ૧ લી**—સુંઠ, કડુ, કચોરુ, જેઠીમધ, સારી (પારિજાતક)નાં ફૂલ, પિંપર, કલીંજન, ત્રાયમાન, પિત્તપાપડો, અગર, ધમાસો, બાળ કેરી (મરવા), અજમો, મ્હોટી હરડે, જાવંત્રી, વાળો, તજ, પોસ્તાં, દેવદાર, પટોલ, વાંસકપૂર, ભોંય રીંગણીનું મૂળ, પપૈયાનું મૂળ, કાકડાશીંગ, ગળો, આંબળાં, હળદર, મરી, મોથ, ચિત્રો, પીપળીમૂળ, અને કરીયાતું.

એ બધી વસ્તુઓને સમ ભાગે લેઈ (ફકત બધી વસ્તુઓમાં કડુ એકલું બમણા વજનમાં લેવું, અને કચોરો, ફુલાવીને વાપરવો,) ખાંડી કપડછાણ કરી રોજ ટાંક એક લઇને પાણી સાથે આપવું.

પથ્ય—તેલ, ખટાઈ, ને હીંગ ખાવી નહિ. (આ દવા કરી જોયેલી છે.)

**ગમે તેવો તાવ જાય**

**દવા ૨ જી**—સુંઠ, કાકડાશીંગ, ઝેર કચોરું (ફુલાવીને શુદ્ધ કરીને વાપરવું) જેઠીમધ, હળદર, મરી, કલીંજન, ત્રાયમાન, પિત્તપાપડો, અગર, ધમાસો, વાળો, તજ, પીસ્તા, દેવદાર, મોથ અને મ્હોટી હરડે, એ દરેક પા, પા. રૂ.

ભાર, અને કડુ અને પિંપર અર્ધા અર્ધા રૂ. ભાર, જાવંત્રી, તથા કરીઆતું અર્ધાં ભાર.

એ બધી વસ્તુઓને ઝીણી ખાંડી, કપડછાણ કરી, તાવ જતાં સુધી રોજ એકેક ટાંક પાણી સાથે આપવી. ખટાસ, હીંગ ને તેલ ખાવું નહિ.

**દવા ૩ જી**—સુંઠ, પિંપર, મોથ, કડુ, કરીયાતાની પાંદડી, પિત્તપાપડો, અને ગળોને સમ ભાગે લેઈ, ખાંડી કપડછાણ કરવું, ને પછી તેનાં સરખા માપનાં ચાર પડીકાં કરી રોજ એકેક પડીકું, પાણી સાથે પીવું.

## તાઢીયો તાવ

**દવા ૪ થી**—કરીયાતાની પાંદડી, ઇંદ્રજવ, મ્હોટી હર્ડેદળ, હીમજીહર્ડે (બાલહર્ડે)ની છાલ, ને કાળી દ્રાક્ષ, એ બધાંને સમ ભાગે લેઈ ખાંડી દ્રાક્ષમા સોપારી જેવડી ગોળીઓ કરી રોજ સવારમાં એકેક ગોળી ઠંડા પાણી સાથે ગળવી.

## એકાંતરીયો તાવ

**દવા ૫ મી**—મરચાં પાકાં નંગ ૩ાા, તુલસીનાં પાનાં ૩ાા, માંકણ* ૩ાા એ ત્રણેને વાટીને ત્રણ ગોળીઓ કરી, તાવને વારે એક ગોળી ખાવી.

## તૃતીયો તાવ

**દવા ૬ ઠ્ઠી**—ઝીંઝોટાનાં પાનાં, લવણ–મીઠું, ને મરી, એને દૂધમાં ઉકાળી પીધાં હોય તો તૃતીયો તાવ જાય.

**દવા ૭ મી**—મનશિલ, મરી, પિંપર, એને તેલમાં ઘસી આંખે અંજન કરે તો, રાત્રિજ્વર, ભૂતજ્વર, ને વેળાજ્વર જાય.

**દવા ૮ મી**—રવિવારને દહાડે મરી ટાંક ૨, ને સુંઠ ટાંક ૨, એ બેને ખૂબ ઝીણાં ખાંડી કારેલીના પાનાનાં રસમાં ચણા પ્રમાણે ગોળીઓ વાળી, તેને વાસી પાણી સાથે ઘસીને, આંખે અંજન કરે તો એકાંતરીયો, વેળાજ્વર ને ભૂતજ્વર જાય.

**દવા ૯ મી**—નાહીલી પંચાંગ (છોડના પાંચે ભાગ સાથે) મરી સાથે. ॐ ह्रीं क्लीं सर्व ज्वर विषं नाशाय नाशाय; એણે મંત્રે અભિમંત્રીએ, ને જ્વર આવતા

---

* આ દવા કોઈ દહાડો કરવી નહિ. ફકત જણાવવાની ખાતર જ અહિ લખી છે.

પહેલાં ખવરાવીએ, તેથી તૃતીયો જ્વર જાય, બાળકના પેસાબમાં ઘસીને ત્હેનું અંજન કરે તોએ તૃતીયો જ્વર જાય.

**દવા ૧૦ મી**—એલીયો, ઇંદ્રવારણાનું મૂળ, જાગી હર્ડે, પિંપર, અક્કલકરો, ગંધક, અને પારો સમ ભાગે લેઈ એની ગળોના રસમાં ચણા પ્રમાણેની ગોળીઓ વાળી ગરમ પાણી સાથે આપવી. ને ઉપર શીતોપચાર કરવા. આથી **વાતજ્વર** જશે.

**દવા ૧૧ મી**—કડવી નાહીના પાનાંનો તથા ભાંગરાના પાનાંનો રસ બરાબર લેઇને ખૂબ ઉકાળવો, ને ગોળીઓ વળે તેવો થાય ત્યારે નીચે ઉતારી ટાઢો પડ્યા પછી તેની ચણાપુર ગોળીઓ કરી, રોજ સુતી વખતે એકેક ગોળી ખાવી.

## ચોથીયો તાવ

**દવા ૧૨ મી**—અલ્લુના પાનાંનો રસ શેર ૦|, તેમાં તેલ પૈસા ૫ ભાર નાખીને પીવું. (તાવના વારાને દહાડે) ગભરામણ થાય તોએ બીહીવું નહિ. તાવ જાય છે.

**દવા ૧૩ મી**—કાળા તલ, વાવડંગ, મરી, સાકર, અને ભાંગનાં બી, એ દરેક અર્ધાં અર્ધા પૈસા ભાર લેવાં. પછી ખાંડી, કપડછાણ કરી, ગોળમાં સરખા વજનની સાત ગોળીઓ કરવી, ને તાવ આવે તે દહાડે તાવ આવતા પહેલાં એક ગોળી ખવડાવવી. ઉપર ખીચડીમાં ઘી પૈસા ૪ ભાર નાખીને ખાવું.

**દવા ૧૪ મી**—ફુલાવેલું મોરથુથુ, ને સોનાગેરુ વાલ વાલ લેઇને તેની ફાકી કરવી ને તેની ઉપર કાંસકીના મૂળને ઘસીને પીવું.

પથ્ય—ખીચડી ને ઘી વિના બીજું કાંઈ ખાવું નહિ.

**દવા ૧૫ મી**—આકડાના દૂધમાં બાજરીના લોટની જુવારના દાણા જેવડી ગોળીઓ કરવી, ને તેને ગળોના રસમાં આપવી. તેમ તેની સાથે મરી રૂ. ૧ ભાર વાટીને તેની ફાકી, (ગોળી સાથે) મરાવવી. કરી પાળવી.

**દવા ૧૬ મી**—અબરખ કાળો રૂ. ૧ ભાર, ધોળો કાથો રૂ. ૨ ભાર, તથા સોનાગેરુ વાલ ૨, આ બધાંને ખળ કરીને મઠના દાણા જેવડી ગોળીઓ

પાણીમાં વાળવી, ને સાકર સાથે ખવડાવવી, તેની ઉપર ઘીને ખીચડી તેમ દૂધ, ભાત, ને ખાંડ ખાવા આપવાં. બીજું કાંઈ ખાવા દેવું નહિ. કરી બેવડી (જેટલા દિવસ ગોળીઓ ખાય તેથી બમણા દિવસ સુધી) પળાવવી.

## ચોથીઆ તાવ ઉપર ક્વાથ

**દવા ૧૭ મી**—વળીઆળી રૂ. ૩ ભાર, કાસની રૂ. ૩ ભાર, ધાસીયો પિત્તપાપડો રૂ. ૩ ભાર, જેઠીમધ રૂ. ૩ ભાર, સોનામુખી રૂ. ૩ ભાર, એ બધું ખાંડીને સરખા વજનની પાંચ પડીકીઓ કરવી, પછી હાંલ્લીમાં પાણી શેર એક રેડી, તેમાં પડીકી એક નાખી ઉકાળવી, ને નવટાંક પાણી રહે ત્યારે ઉતારીને તેમાં ફુલાવેલો નવસાર વાલ ૨ નાખીને પીવું. દશ દહાડા સુધી પીધાથી તાવ જાય છે.

## ચોથીયા તાવ ઉપર ગોળીઓ

**દવા ૧૮ મી**—સુંઠ, મરી, પીપળીમૂળના ગંઠોડા, અક્કલકરો, જીરું, અને આમળસારો ગંધક, એ દરેક રૂ. રૂ. ભાર લેઈ ખાંડીને ખળ કરવો, ને તેને અનુક્રમે લીંબુના રસનો, કુંવારના લાબરાના ગર્ભનો, અને આદાના રસનો પટ દેવો. પછી ચણીબોર જેવડી ગોળીઓ વાળી તાવની વારીને દહાડે ગોળી એક ખાય તો તાવ જાય.

**દવા ૧૯ મી**—તાવ આવવાને આગલે દહાડે નીચે પ્રમાણેનો જુલાબ લેવડાવવો.

સોનામુખી, ગુલાબનાં ફૂલ, વળીઆળી અને સુંઠ, એને સમ ભાગે લેઈ ખોખરાં* કરી ઉકાળવાં, ને પછી તેમાં રાતી ખાંડ નાખી દિન બે સુધી પાવું, ત્યાર પછી કવીનાઇન ગ્રેન સાતમાં સાકર તથા લીંબુનો રસ નાખીને પાવું.

**દવા ૨૦ મી**—સોનામુખી રૂ. ૧ ભાર અને કરીયાતું રૂ. ૧ ભાર, એ બેને ખાંડીને પાણી શેર એકમાં ઉકાળવું, ને બળતાં બળતાં પાશેર પાણી રહે ત્યારે ઉતારી લેઈ ગાળીને સવાર સાંજ બે વખત, બે દિવસ સુધી પીવું. પછી શરીરમાં કૌવત લાવવા માટે નીચે પ્રમાણેની દવા કરવી.

---

* અર્ધાં ભાગ્યાં અર્ધાં આખાં.

કરીઆતાની પાંદડી રૂ. ૧ ભાર, ધાણા સૂકા રૂ. ૧ ભાર, ને સાકર રૂ. ૧ ભાર એ ત્રણેને ખાંડી ઉકાળીને તેનું પાણી સવાર સાંજ પીવું. તેથી કૌવત આવશે તેની સાથે ભૂખ પણ ઉપડશે.

## તાવનો ખરેખરો ઉપાય

**દવા ૨૧ મી**—મનસિલ રૂ. ૧ ભાર, આમલસારો ગંધક, રૂ. ૧ ભાર, અને કળી ચૂનો રૂ. ૧ ભાર, એ ત્રણેને ખાંડી બારીક કરી કુલડીમાં ભરવું, પછી તેનું મોં બંધ કરી કપડમીટ કરવું (કપડું વીંટીને ગોરમટી ચોપડવી) પછી ૫૦ છાણાંની ભઠ્ઠી સળગાવી તેના મધ્ય ભાગમાં કુલડીને મૂકવી, ને ભઠ્ઠી ઓલવાઈ ગયા પછી કુલડી કાઢી લેઈ તેમાંની ભસ્મને કાઢી લેવી, ને ખળ કરવી, ને બે ચોખા ભારની એક પ્રમાણે પડીકી વાળી બરફી સાથે અથવા સાકરના શીરામાં ખવડાવવી. ખાટું, તેલ, હીંગ ખાવાં નહિ.

## ત્રિદોષની દવા

**દવા ૧ લી**—પીપરીયા ગલના કંદનો રસ કાઢીને પાવો, ને ઉપર સુંઠની ફાકી મરાવવી.

વળી અર્ડુસાનાં પાનાં બાફી રસ કાઢીને તેમાં મધ તથા દીવેલ નાખીને પાવું.

**દવા ૨ જી**—આદાનો તથા તુલસીના (ગમે તે તુલસી-રામ, કે કૃષ્ણ તુલસી) પાનાંનો રસ કાઢી તેમાં જેઠીમધ ઘસીને નાખવું તથા મધ નાખીને પાવું.

**દવા ૩ જી**—અર્ડુસાનાં પાકાં પાન ગરમ કરી તેનો રસ કાઢવો, ને તેમાં આદાનો રસ, તુલસીના પાનાંનો રસ, મધ તથા જેઠીમધ નાખીને પાવું.

**દવા ૪ થી**—મ્હોટી હર્ડેદળ પૈસા ૧ ભાર, કાળી દ્રાક્ષ પૈસા ૪ ભાર, કડુ પૈસા ૧ ભાર, પિત્તપાપડો પૈસા ૪ ભાર, ચીડાની મોથ પૈસા ૨ ભાર, કરીયાતાની પાંદડી પૈસા ૨ ભાર, નસોતર પૈસા ૦॥ ભાર, સુંઠ પૈસા ૨ ભાર, ગરમાળાની શીંગ પૈસા ૨ ભાર. એ બધી રકમોને ખાંડી, ત્રણ સરખા ભાગ કરવા, ને પછી પાણી શેર એકમાં પડીકું-ભાગ-એક નાખીને ઉકાળવું, ને પાશેર પાણી રહે ત્યારે ઉતારી લેઈ સવાર સાંજ બે વખતે પાવું (બંને વખતે ઉકાળવું, સાંજે બીજું પડીકું ઉકાળવું).

## ૭૬ તજા-ત્વચા ગરમીના ઉપાય

**દવા ૧ લી**—ઘેરે કાઢેલું દીવેલ રૂ. ૧ ભાર પીવું, ને તેની ઉપર દીવેલાનું તથા લીમડાનું મૂળ રૂ. ૨ ભાર ઘસીને પીવું. આ પ્રમાણે દિન સાત સુધી કરવું.

**દવા ૨ જી**--એલચી દાણા, પાષાણ ભેદ, ગોખરુ, કરીયાતું, જેઠીમધ, ગરમાળાની શીંગ, ધમાસો, અને પિંપર, એ દરેક રૂપિયા રૂપિયા ભાર લેવું, ને તેને ખાંડીને સરખા માપનાં સાત પડીકાં વાળવાં, પછી પાણી શેર ાા મૂકીને તેમાં એક પડીકું નાખી ઉકાળવું, ને અધોળ પાણી રહે ત્યારે ઉતારી લેઇને પીવું. આ પ્રમાણે સાત દહાડા સુધી સાત પડીકાં પીવાં. ને તેની ઉપર ઘી તથા વેડમી જમવી. કરી પળાવવી.

## ૭૭ તાંબુ મારવાની ક્રિયા

**ક્રિયા ૧ લી**—તાંબાનો એક પૈસો લેઈ ચોકખો કરવો.

તંબાકુની છીંકણી, (તપખીર) શેર એક અને વળીઆળી પૈસા ૧ ભાર લેવી.

પછી ઢાંકણીમાં પહેલાં અર્ધી છીંકણી પાથરવી, ને ઉપર પૈસો મૂકવો, ને તેની ઉપર બાકી રહેલી અર્ધી છીંકણી પાથરવી, ને તેની ઉપર વળીઆળી પાથરવી, પછી તેની ઉપર બીજી ઢાંકણી મૂકી, બંનેને કપડમીટ કરવું, ને સૂકાયા પછી તેને ગજપુટ (એક ગજ ઉંડો, એક ગજ પહોળો, ને એક ગજ લાંબો) ખાડામાં અડાયાં છાંણાં વચ્ચો વચ્ચે મૂકવી, ને દેવતા કરી ચાર પહોર સૂધી ભઠ્ઠીને સળગવા દેવી. એટલે પૈસો બળી ગયેલો જણાશે, પછી તેને ખળમાં ખળવી.

## મારેલી ધાતુને પારખવાની બીજી રીત

આ ભસ્મને, કે હરકોઈ ભસ્મને કાચી છે કે પાકી, બરોબર બળી છે કે નહિ, તે જોવા માટે અંગારા ઉપર ચપટી મૂકવી, જો તેમાંથી સહેજ પણ ધૂમાડો નીકળે તો તે કાચી સમજીને કદી પણ તેનો ઉપયોગ કરવો નહિ, મહેનત સ્હામું ન જોતાં કાઢી નાખવી. ધુણી બીલકુલ ન જ નીકળે ત્યારે જ બરાબર થઈ છે એમ સમજવું. પછી કોઈ નીલોંભી, અનુભવી, ને વૃદ્ધ વૈદ્યને બતાવીને તેની સલાહ પ્રમાણે જૂદા જૂદા અનુપાને ખાવી.

એક પ્યાલામાં પાણી લેઈ તેમાં જરા ભસ્મ નાંખવી, ને તેની ઉપર થોડાક ચોખા, કે ધઉં મૂકી જોવા, જો તે ડુબવા દે તો ભસ્મમાં કચાસ જાણવી, ને ડુબવા ન દેતાં ઉપર ઝીલી રાખે તો તે બરોબર થઈ છે એમ સમજવું.

## આ ભસ્મ ખાવાની રીત અને તેના ફાયદા

જાયફળ ટાંક ૧, જાવંત્રી ટાંક ૧, અક્કલકરો ટાંક ૧, પિંપર ટાંક ૨, મ્હોટી હરડેદળ ટાંક ૨, મરી ટાંક ૨, મોથ ટાંક ૨, બળબીજ ટાંક ૨, સમુદ્ર ફીણ ટાંક ૨, ભોંયરીંગણી ટાંક ૨, કાળી મુસળી ટાંક ૨, તજ ટાંક ૨, માખણ ટાંક ૨ ને એલચી ટાંક ૨. એ બધાંને ઝીણાં વાટી ખળ કર્યાં પછી તેમાં વૈદ્ય કહે તેટલી તાંબાની ભસ્મ નાખી મધમાં ગોળીઓ વાળવી, ને વૈદ્ય કહે તેટલું દરેક ગોળીનું વજન રાખવું.

તેનાથી દમ ને ક્ષયનો રોગ મટે છે, તેમ શરીરમાં શક્તિનો વધારો થાય છે. પથ્ય–ખાટું, ખારું, તેલ, આમલી, કોળું, કેરું વગેરે વૈદ્ય જે જે કહે તે ખાવું નહિ, કેમકે ખાધાથી ફાયદા કરતાં હજારગણું નુકસાન થાય છે. આ અને હરકોઈ ધાતુની ભસ્મ બનતા સૂધી ન ખવાય તો સારું. કારણ કે તેનાથી, જો કે બીજી દવાઓ કરતાં ઝટ ને વધારે ફાયદો થાય છે. એ વાત ખરી, પણ તેની સાથે ખરેખરું કહી દેવું જોઇએ કે તેની ઉપર પાળવાની કરીમાં જરા પણ ભૂલ થાય છે તો તે નુકસાન કર્યાં વિના રહેતી જ નથી. ને તેથી જ તેના માટે કહેવત નીકળી છે, કે "જે ખાય રસાણ, તે જાય મસાણ" વિચાર કરતાં કેટલેક દરજ્જે આ કહેવું ખોટું નથી.

**ક્રિયા ૨ જી**—તનમનીયાના પાનાંનો રસ કાઢવો, ને તેમાં તાંબાના પૈસાને ચોખ્ખો કરી ઊનો કર્યાં પછી નાંખવો. આ પ્રમાણે ૨૧ વાર નાખ્યાથી તે શુદ્ધ થશે.

પછી તનમનીયાનાં બે પૈસા ભાર પાનાં વાટવાં, ને તેમાંથી એક પૈસા ભાર લેઈ માટીના કોરા કોડીયામાં મૂકવાં, ને તેની ઉપર પેલો પૈસો મૂકી તેની ઉપર પૈસા ાા ભાર સોનામુખી વાટીને તેની લુગદી મૂકવી, ને તેની ઉપર તનમનીયાનાં બાકીનાં વાટેલાં પાનાંની લુગદી મૂકવી. પછી તેની ઉપર બીજું કોડીયું ઢાંકી કપડમીટ કરવું. ને ગજપુટ ખાડામાં લોઢાના ત્રણ સળીયા

રોપી તેની ઉપર કોડીયું મૂકી આજુ બાજુએ, તેમ ઉપર નીચે છાણાં મૂકી ભઠ્ઠી ભરવી, ને પછી સળગાવવી. ને ટાઢી પડ્યા પછી કોડીયું કાઢી લેવું, ને તપાસ કરવી કે પૈસો બરોબર બળ્યો છે કે નહિ, જો બરોબર બળ્યો હોય તો ખળમાં ખળીને ભસ્મ કરવી. ને તે વૈદ્યને બતાવી જૂદા જૂદા રોગ ઉપર જૂદા જૂદા વજન અને અનુપાનથી આપવી.

**સૂચના—પરહેજી-કરી-પળાય તો જ રસાયણ ખાવું.**

## દરાજની દવાઓ

## ૭૮ કાળી દરાજપર

**દવા ૧ લી**—દાણાલાખ, સીકોતરીયો એળીયો, દીવેલાની મીંજ, આંબાહળદર અને કુંવાડીયા-પુંવાડીયા-નાં બી, એ દરેક ચાર ચાર પૈભા ભાર લેવું.

પછી તેને ઝીણાં ખાંડીને રીડા વાસણમાં ઉકાળવાં, ને ઉકળી રહે એટલે વાસણને નીચે ઉતારી મોં બંધ કરી ખાતરના ઉકરડામાં દિન ૧૫ સુધી દાટી મૂકવું, ને પછી કાઢીને તેની અંદરનું પાણી-જે મલમ જેવું થઈ ગયેલું હોય તે દરાજ પર રોજ ચોપડવું.

## રાતી દરાજ

**દવા ૨ જી**—ગંધક, મોરથુથુ, રાલ, કપૂર, અને હરતાલ, પા પા પૈસા ભાર (¼ પૈસા ભાર) લેવાં, ને નાક છીંકણી-તડાક છીંકણી પૈસા ૨ ભાર અને કાયફળ પૈસા ૧।। ભાર લેવાં.

**આ** બધાંને ખૂબ ખાંડી, કપડછાણ કરી, ખળમાં ખળવું, ને તેમાં લીંબુનો રસ નાખી મલમ જેવું થાય એટલે દરાજપર ચોપડવું.

**મલમ** ચોપડતાં પહેલાં દરાજને અડાયાં છાણાવતી ઘસી હોય તો બહુ ફાયદો થાય.

**દવા ૩ જી**—ઇસબંદ અને દેશી પુંવાડાયાનાં બી નવટાંક નવટાંક લેઇને બારીક વાટવાં ને પછી તેને લીંબુના રસમાં ખળ કરી, મલમ જેવું થાય એટલે દરાજ પર ચોપડવું.

**દવા ૪ થી**—પારો, મોરથુથુ, કાચ એળીયો, રસકપૂર, ને ખડીયો ખાર, એ દરેક એકેક રૂપિયા ભાર, અને આમળસારો ગંધક રૂ. ૨ ભાર, અને કબુતરની હગાર શેર ૦।.

ઉપરની જણસોને ખાંડીને દહીંમાં ત્રણ દહાડા સૂધી કોહોવડાવવા દેવી, ને પછી દિન ચાર, કે સાત સૂધી દરાજપર ચોપડવી, ને છાણુ ચોળીને નહાવું.

**દવા ૫ મી**—હર્ડેદળ, સિંધવ, દેશી પુંવાડીયાનાં બી, અને બાવચીને સમ ભાગે લેઈ ચૂર્ણ કરી, દ્રોના રસમાં કાલવીને ચોપડવું.

**દવા ૬ ઠ્ઠી**—સિંદુર, ગુગળ, રતાંજન, મીણ, મોરથુથુ, એને સમ ભાગે લેઈ ખાંડીને કપડછાણુ કરવું, ને સરસીયા (સરસવના તેલ)માં ઉકાળી મલમ જેવું થાય એટલે દરાજપર ચોપડવું.

## કાળી દરાજની દવા. લાલ તથા ધોળી દરાજ પણ મટે છે

**દવા ૭ મી**—આકડાના પાનાંનો રસ શેર ૦।, ઉપલેટ પૈસા ૧ ભાર, રાતી કરેણનું મૂળ પૈસા ૪ ભાર, ભાંગરાના પાનાંનો રસ શેર ૦।, હરતાલ પૈસા ૦॥ ભાર, વછનાગ પૈસા ૦॥ ભાર, સિંધવ પૈસા ૧ ભાર, મોરથુથુ પૈસા ૦॥ ભાર, તલનું તેલ શેર ૦।, ગોમૂત્ર શેર ૧.

આમાંથી રકમોને ખાંડી કપડછાણુ કરવી, પછી તેલ ને ગોમૂત્ર એકઠું કરી તેમાં ભાંગરાનો રસ રેડવો, તેમ તેમાં બધી એકઠી કરેલી વસ્તુઓ નાખી ઉકાળવું, ને મલમ જેવું થાય એટલે ઉતારી લેઈ દરાજને અડાયા છાણા વતી ઘસીને તેની ઉપર ચોપડવું. તેથી લાલ, ધોળી તેમ કાળી દરાજ મટી જાય છે.

**દવા ૮ મી**—પારો પૈસા ૧ ભાર, માયાં પૈસા ૧ ભાર, ને ગંધક પૈસા ૧ ભાર, એ બધાંને એકઠું ખાંડીને ખળ કરવો, ને પછી તેમાં કુંગળી–પ્યાજ–નો રસ રેડીને કાલવીને લાગલાગટ ત્રણ દહાડા સૂધી ચોપડવું, ને નહાવું નહિ.

## દરાજ સાથે ખરજવું પણ મટે

**દવા ૯ મી**—ભાજી કુંવાડ, ખેરસાલ, નવસાર, હળદર, અને કળીચૂનો, એ ચારે રકમો સમ ભાગે લેઈ પાણીમાં બરોબર વાટીને ચોપડવું, તેથી દરાજ તેમ ખરજવું પણ મટે છે.

**દવા ૧૦ મી**—લાકડામાં ઉગીને ગજર ગોટા થાય છે, જેને લોક કુતરાનો કાન પણ કહે છે તેને બાળીને મેસ કરવી, ને દીવેલમાં કાલવીને ચોપડવી.

**દવા ૧૧ મી**—કાથાની દોરડીવતી દરાજને સારી પેઠે ઘસી ચોળીને તે ઉપર ગુલ બગલીનાં પાનામાં, જરા મીઠું નાખી ચોળીને કાઢેલો રસ ચોપડવો.

**દવા ૧૨ મી**—રાઇનાં છાલાં કાઢીને દહીંમાં ઘુંટીને પાતળું કરી દરાજપર ચોપડવું.

**દવા ૧૩ મી**—આમળસારો ગંધક, સારો ઝીણો વાટી રાખવો, પછી દરાજને કાથાની દોરડી વતી ઘસી તેની ઉપર દાબવો.

**દવા ૧૪ મી**—દરાજને વિલાયતી કાર્બોલીક સાબુએ ધોઈ નાખી, તેની ઉપર ચૂનાનું પાણી રેડવું.

**દવા ૧૫ મી**—એળીયાને વાટી દહીંમાં મેળવવો, ને પછી મલમ જેવું કરીને ચોપડવો.

**દવા ૧૬ મી**—મોરથુથાને ઝીણું વાટી, પાણીમાં મેળવીને ચોપડવું.

**દવા ૧૭ મી**—વછનાગ, મોરથુથુ, અને ઝેર કચોરું, દહીંમાં ઘસીને દિન ૧૪ સૂધી લેપ કરવો.

**દવા ૧૮ મી**—સો વાર ધોયેલા ઘીમાં રસકપૂર નાખી, ખળ કરી, દરાજ ઉપર ચોપડવું.

**દવા ૧૯ મી**—દરાજને ખંજવાળી, તેની ઉપર વાસી થુંક (સવારમાં ઉંઘી ઊઠ્યા પછીનું તરતનું થુંક) ચોપડવું, તેમ જરા મીઠું ઝીણું વાટીને ચોપડવું.

**દવા ૨૦ મી**—તુલસીનાં (રામ તુલસી, કે કૃષ્ણ તુલસી, ગમે તે) પાનાં ચોળીને રસ કાડવો, પછી તે રસ, દરાજને ખંજોળીને ચોપડવો.

**દવા ૨૧ મી**—દેશી પુંવાડ-કુંવાડ-નાં બી શેર ૦ા ને ખાંડી લોટ કરી ગાયના મૂતરમાં ભીંજાવી તેમાં લીંબુનો રસ તથા કપૂર વાટીને નાખવું, ને દિન ૫ સૂધી ચોપડવું.

## કાળી દરાજ

**દવા ૨૨ મી**—રૂ. ૧ ભાર કાચ એળીયો, આમળસારો ગંધક રૂ. ૧ ભાર, પીપળાની લાખ રૂ. ૩ ભાર, શંખીયો સોમલ રૂ. ૧ ભાર, એ ચારેને વાટી દિન ત્રણ સૂધી પાણીમાં રાખી પછી દરરોજ દરાજપર ચોપડવું.

**દવા ૨૩ મી**—સદર.

૧ વાળોરીયાના પાનાંનો રસ ચોપડવો.

૨ કપૂર ચોપડવાથી પણ મટે છે.

૩ કૂતરીયું ધાસ જેને કહે છે તેના પાનાંનો રસ કાઢી, દરાજને ખંજોળીને ચોપડવો તેથી થતી લાલ દરાજ મટે છે.

## ખરો ઉપાય

**દવા ૨૪ મી**—પારો રૂ. ૦। ભાર, ગંધક રૂ. ૦। ભાર, સોમલ રૂ. ૦। ભાર, ફુલાવેલું મોરથુથુ રૂ. ૦। ભાર, મનસીલ રૂ. ૦। ભાર, હરતાલ રૂ. ૦। ભાર, કંપીલો રૂ. ૦। ભાર, હીરાકેસર રૂ. ૦। ભાર, એ સર્વેને ખાંડી એકઠું કરી ખળમાં ખળ કરવું ને પછી દીવેલમાં અથવા ઘીમાં કાલવીને ચોપડે તો દરાજ તથા ખરજવું પણ મટે.

## ૭૯ દમની દવાઓ

**દવા ૧ લી**--આકડાના દૂધમાં ઘઉંનો લોટ શેર એક બાંધવો, ને તેનો જાડો રોટલો કરી, ખેરના અંગારાપર સેકવો, પછી ત્હેને ખાંડી ભૂકો કરી, દરરોજ પાણી સાથે પાવલી ભાર ખાવો. દિન સાત સૂધી ખાવાની જરૂર છે. પથ્ય—ખાટું, ખારું ને તેલ વગેરે ખાવું નહિ.

**દવા ૨ જી**—અજમાને આકડાના દૂધમાં સાત દિવસ સુધી આથી મૂકવો, ને પછી કાઢીને નાળીયેરમાં ભરી, કપડમીટ્ટ કરવું, ને નાળીયેરને છાણાંમાં બાફવું, ને પછી તેમાંથી અજમો કાઢી લેઈ સુકવીને નાગરવેલના પાનમાં વાલ એક ખવડાવવું. કરી બધી જાતની પળાવવી.

**દવા ૩ જી**—એળીયો મધ સાથે ખાવો.

**દવા ૪ થી**—મોથ, ખેર, મરી, પિંપર, વાવડીંગ, ચિત્રો, સુંઠ, એ સર્વેને પૈસા પૈસા ભાર લેઈ ખાંડી ચૂર્ણ કરી દરરોજ પૈસા ભાર ખાય તો દમ, પંડરોગ, કમળો, શૂળ અને વાનો ગોળો પણ મટે.

**દવા ૫ મી**—અર્ડુસાના પાનાંનો રસ, અથવા પાનાંનો ઉકાળો, મધ નાખીને આપવો.

**દવા ૬ ઠ્ઠી**—સાકર ૧૬ ભાગ, વાંસ લોચન–(વાંસકપૂર) ૮ ભાગ, પિંપર ૪ ભાગ, એલચી દાણા ૨ ભાગ, ને તજ ૧ ભાગ. એ સર્વેને ખાંડી ચૂર્ણ કરવું, તેનું નામ **સીતોપલાદિ ચૂર્ણ** કહેવાય. આ ચૂર્ણના બે માસા ભારમાં મધ તથા ઘી નાખીને સવારે આપવાથી દમ તથા રક્તપિત્ત પણ મટે છે.

## ૮૦ દાંતના દર્દની દવાઓ

**દવા ૧ લી**—ન્હાનાં બાળકને નવા દાંત આવતી વખતની દવા—જીરું અને પિંપરને સમ ભાગે પાણીમાં વાટી રૂ. ૦। ભાર, રુના પુમડાવતી પાવું, તેમ તેના પાણીવાળી આંગળી મોંમાં ફેરવવી.

**દવા ૨ જી**—આદાના રસમાં તુલસીનાં પાનાં વાટી ગોળી કરીને મોંમાં રાખ્યાથી દાંતની પીડા મટે છે.

**દવા ૩ જી**—ગળો ઉકાળી કોગળા કરવાથી દાંતનું દુઃખ કમી થાય છે.

**દવા ૪ થી**—આકડાની કાંબ–લાકડી–ઉન્હી કરી દાંતને ચેવવાથી પણ દુઃખ મટે છે.

### દાંત હાલતા હોય

**દવા ૫ મી**—હીરાકસી રૂ. ૧ ભાર, ફટકડી રૂ. ૧ ભાર, ઉમેડાની અંતર છાલ શેર ૦॥. ઉમેડાની અંતર છાલ તથા ઉપર બતાવેલી રકમો ખાંડી પાણી શેર સાતમાં ઉકાળવું, ને બળતાં બળતાં પાણી શેર ૧॥ દોઢ રહે ત્યારે ઉતારી લેઈ દિવસમાં ચાર પાંચ વખત તેના કોગળા કરવા.

### દાંતની જડમાં જીવડા પડ્યા હોય તો

**દવા ૬ ઠ્ઠી**—ચઢતી હીંગની કાંકરી ગરમ કરી દાંત નીચે રાખે તો કીડા મરી જાય.

**દવા ૭ મી**—ભોંય રીંગણીનાં દીંડવાં દેવતાપર મૂકી તેની ધૂણી દાંતને દે તો તમામ કીડા નીચે ખરી પડે.

### દાંત હાલતા હોય તો

**દવા ૮ મી**—બદામનાં છાંડાં, ત્રિફળા, માયફળ, માર્યા, શંખજીરું, કપૂર કાચલી, હીરાકસી, આરતી કપૂર, એ બધું એકેક રૂ. ભાર, ને મીઠું રૂ. ૨ ભાર, (બદામનાં છાંડાંને બાળવાં) પછી તે અને ઉપરની બધી વસ્તુ ખાંડી કપડછાણ કરી દરરોજ ૧૫ દિવસ સૂધી દાંતે ઘસવું.

**દવા ૯ મી**—પિંપર, જીરું, સિંધવ, એ ત્રણેનું ચૂર્ણ દાંતના મૂળમાં ઘસવું, એટલે સણકા, સોજો, ને દાંતનું હાલવું વગેરે બધા વિકાર મટી જશે.

### દાંતનું મંજન બનાવવાની રીત

**દવા ૧૦ મી**—બદામનાં બાળેલાં છોતરાં શેર ০।, બાળેલી સોપારી શેર ০।, ચાક શેર ০॥, કપૂર અધોલ, ક્વીનાઇનનાં પડીકાં આઠ. (ટપાલમાં મળે છે તે) પહેલી ચાર વસ્તુઓને બારીક ખાંડી કપડછાણ કરવું, ને તેમાં ક્વીનાઇન મેળવ્યા પછી રોજ દાતણ કરતી વખતે દાંતે ઘસવું. તેથી દાંત સ્વચ્છ થઈ મ્હોંની દુર્ગંધ પણ જતી રહેશે.

### ૮૧ દાઢની દવાઓ

### દાઢ દુખતી હોય

**દવા ૧ લી**—હીંગોરાના મૂળની છાલ તથા કડાની છાલ, એ બેને ખાંડી, ઝીણી કરી તેની પોટલી દાઢમાં રાખ્યાથી દુખતી રહે.

**દવા ૨ જી**—કાંટા સળીયાનાં પાનાં રૂ. ૧ ભાર, કાથો રૂ. ০॥ ભાર, ફુલાવેલું મોરથુથુ વાલ બે, એને વાટીને પોટલી બાંધવી, ને દાઢમાં રાખવી. આ પોટલી જ્યાં સૂધી દાઢમાં રહે ત્યાં સુધી થુંક, ગળામાં ઉતરવા દેવું નહિ. પણ વારે વારે થુંક્યા કરવું.

**દવા ૩ જી**--જવાસાની જડ-મૂળીયું-દાઢમાં રાખવું.

**દવા ૪ થી**—ફટકડી વાટી ઝીણો ભૂકો કરી, તેમાં જરા મીઠું-લૂણ-વાટીને નાખવું. પછી એક રુનું પોળીયું કરી, પાણીમાં ભીંજવવું, ને તેની ઉપર પેલો ભૂકો ભભરાવી દુખતી દાઢ ઉપર મૂકવું.

### ૮૨ દૂધનું તરત માખણ થાય તેવી યુક્તિ

કાચા દૂધમાં (ગરમ કર્યાં વિનાના) જળ જાંબુડાના મૂળીયાંનો જરા ભૂકો નાખી વલોવીએ તો માખણ થાય.

## દૂધનું તરત ઘી થાય તેવો ઉપાય

કુંવારનાં ફૂલ, દૂધમાં નાખીને ઉકાળે તો ઘી થાય.

## ૮૩ દાઝવું

**દવા ૧ લી**—શરીરના દાઝેલા ભાગ ઉપર છાશ, કે દહીં ચોપડવું, અથવા લુગડું ભીનું કરી તે ઉપર મૂક્યા કરવું, અથવા શાહી, કે ખડી ચોપડવી. જે વેળા દાઝે તે જ વેળાએ તરત ગળી, કે ખડી પાણીમાં વાટીને ચોપડ્યાથી ફોલ્લા થતા નથી.

## કદાપિ ચામડી ઘણી જ બળી ગઈ હોય તો તેની દવા

**દવા ૨ જી**—કળી ચૂનો લેઇને તેને પાણીમાં પલાળવો, ને ઉપરનું નીતર્યું પાણી કાઢી નાખી વળી બીજું પાણી નાખી, ચૂનાને ફરી પલાળવો, એ રીતે સાત વાર કરવું, પછી આ ધોયેલા ચૂનાને સુકવીને લુગડાવતી ચાળવો, ને તેમાંથી થોડોક ચૂનો લેઈ તલના તેલમાં અથવા અલસીના તેલમાં, કે ગાયના ઘીમાં મેળવી મલમ કરી દાઝેલી જગા ઉપર, કુકડાના પીંછા વતી ચોપડવો. અથવા જૂનાં રુનાં પોહોળીયાં કરી તે ઉપર મલમ ચોપડી દાઝેલા ભાગ ઉપર મૂકવાં. દાઝેલી જગાએ પરુ થાય તો ગરમ પાણીથી દરરોજ ધોઈ સાફ કરી ઝીણા કપડાવડે પાણી શોસી લેઈ પછી પેલો મલમ ચોપડવો. અથવા ગળી, વાટીને મલમ ભેગી ચોપડવી.

**દવા ૩ જી**—માથાના–બાલ–કેસ–નીમાળા–ને તેલમાં ખળ કરી તે મલમ ચોપડ્યાથી પણ આરામ થાય છે.

## ૮૪ ધાત જતી હોય તેના ઉપાય

**દવા ૧ લી**—મધ ટાંક ૧, મરી ટાંક ૧, એ બેને વાસી પાણી સાથે પીએ પછી ઉપર કપૂર ને કસ્તુરી ખાય તો મટે. ખાટું ખારું ખાવું નહિ. દિન ૨૧ સુધી ખાવાની જરૂર છે.

**દવા ૨ જી**—ઘઉંને સાત દહાડા સૂધી પાણીમાં ભીંજવવા, ને કોહ્યા પછી મસળી નાખવા, (પાણી ને પાણીમાં મસળવા) પછી પાણીને કાઢી નાખવું, ને નીચે જે ઘહુંનું સત્વ રહે તેમાં ઝીણી ખાંડ તથા સાકર શેર નાંખવી, તેમ જ ઘી તથા મધ નાખીને ખાવું.

**દવા ૩ જી**—ઉટકંટાની જડ લાવીને છાયે સુકવવી, પછી વાટીને કપડછાણુ કરવું, પછી તેમાંથી ટાંક ૨ લેઈ તેની ઉપર કપાસ કાચો રતી એક મૂકીને મસળી નાખીને ખાવું, તેના ભેગો તજ ટાંક ૧ પણ નાખવો જોઇયે. આથી કામ ઘણો વધે. સ્ત્રી પાસે હોય તે જ વખતે ખાવો જોઇએ.

(આ દવા ધાતુ બંધ કરવાની નહિ, પણ કામદેવ વધવાની છે.)

## સ્વપ્નામાં ધાત જતી હોય તે બંધ થાય, તેમ ધાતુ સ્તંભન થાય

**દવા ૪ થી**--ઇસબંદ ટાંક ૮, જાતીપત્ર ટાંક ૬, ગુગળ શુદ્ધ કરેલો ટાંક ૬, અફીણ ટાંક ૪, શાહજીરુ ટાંક ૪, સરગવાના મૂળીયાંની છાલ ટાંક ૪, એ બધાંને ખાંડી કપડછાણુ કરી, પોસ્તાં નાખેલા પાણી સાથે બોર પ્રમાણે સરખા માપની ગોળીઓ વાળવી, ને રોજ એકેક ખાવી. તેથી સ્વપ્નામાં ધાત જતી હશે તે બંધ થશે તેમ ધાતુ સ્તંભન પણ થશે.

## સ્ત્રીને ધાત જતી હોય તેની દવા

**દવા ૫ મી**—કમળ કાકડીની મીંજ કાઢી તેમાંથી લીલો ભાગ કાઢી નાખવો, પછી તેને ખાંડી કપડછાણુ કરવું, ને તેમાંથી એક પૈસા ભાર ભૂકાની બોર જેવડી પોટલી કરી ગુહ્ય ભાગમાં મૂકવી, તેથી ધાત જતી બંધ થશે, તેમ ગુહ્ય ભાગ સાંકડો પણ થશે.

**દવા ૬ ઠ્ઠી**—માયાં પૈસા ૨ ભાર, ફટકડી કાચી પૈસા ૧ ભાર, ધાવડીનાં ફૂલ પૈસા ૧ ભાર, ભાંગ પૈસા ૧ ભાર (ધોઇને સેકયા પછી કામમાં લેવી) આ ચારે વાનાં એકઠાં કરી ઝીણાં ખાંડી કપડછાણુ કરવું, પછી તેની પોટલી વાલ ૮ ની ઝીણા કપડામાં બાંધી ગુહ્ય ભાગમાં દિન સાત રાખે તો ધાત જતી બંધ થાય, તેની સાથે ગુહ્ય ભાગ સખ્ત થાય. ઉપાય ખરો છે.

## ધાત બંધાય

કડીયો ગુંદર* (કડીયાના ઝાડનો ગુંદર) પૈસા ૧ ભાર, સાકર પૈસા ૨ ભાર, એ બેના ત્રણ સરખા ભાગ કરી, એક ભાગ, ગાયના અચ્છેર દૂધમાં નાખીને પીએ તો ધાત બંધાય, દિન ત્રણ સુધી પીવું.

---

* આ ઝાડ તદ્દન ધોળા રંગનું હોય છે.

## ધાત બંધ થાય

**દવા ૭ મી**—સાલંમ પૈસા ૦ાા ભાર, સાકર પૈસા ૧ ભાર, એ બેને ખાંડી દૂધ શેર ૧ માં નાખી, ઉકાળીને દિન ૭ સુધી પીએ તો ધાત જતી બંધ થાય.

## ધાત બંધાય તથા ઘટ્ટ થાય

**દવા ૮ મી**—કુવાની જૂની ઈંટ પૈસા ૨ ભાર, પોસ્તાં પૈસા ૨ ભાર, ચીકણી સોપારી પૈસા ૨ ભાર, કડીયો ગુંદર પૈસા ૨ ભાર, ધાવડીનાં ફૂલ પૈસા ૨ ભાર, ધોળી મુશળી પૈસા ૨ ભાર, ને સાકર પૈસા ૧૦ ભાર. એ બધું ખાંડી તેમાંથી દૂધ શેર. ૦ાા સાથે પૈસા ૨ ભારની ફાકી મારવી. દવા દિન ૧૪ સુધી કરવી.

## વીશ જાતની ધાતુ બંધાય

**દવા ૯ મી**—આંબળાં રૂ. ૪ ભાર, ખસખસ રૂ. ૪ ભાર, ભોંય-પાતાળ-કોળું રૂ. ૪ ભાર, એ ત્રણેને ખાંડીને તેની પાવલી ભાર ફાકી મારી ઉપર કોરા વાસણમાં ભરી રાખેલું ટાઢું પાણી પીવું. એમ સાત દિવસ સુધી કરવું. ફાકી અનુકૂળ આવે તો તેનું વજન રોજ વધારતા જવું.

**દવા ૧૦ મી**—સવારમાં વહેલાં ઉઠી મેથી રૂ. ૧ ભારની ફાકી મારવી, ને તેની ઉપર દૂધ શેર ૧ા પીવું. એવી રીતે દિન ૭ કે ૧૪ સુધી કરવું. ખારું, ખાટું ખાવું નહિ.

**દવા ૧૧ મી**—લસણને વાટી, ગાડર-ઘેટી-તથા ગાયના દૂધ સાથે પીએ તો ધાત બંધાય. ને જતી બંધ રહે.

## ૮૫ ધનુર્વાની દવા

**દવા ૧ લી**—કાળા તલ અધોલ ખાંડીને, કાંદા, (ડુંગળી) આદુ, અને લસણ એના રસમાં ત્રણ માસા પ્રમાણે નાખીને પીએ તો ધનુર્વા મટે.

## ૮૬ નપુંસકપણું જવાની દવાઓ

**દવા ૧ લી**—ચણીકબાલા, અક્કલકરો, મુશળી કંદ, કુસુંબાનાં બી, માલ કાંકણી, નાગકેસર, ભાંગરાનાં બી, ગોખરુનાં બી, લવિંગ, જાયફળ, અને જાવંત્રી, એ દરેકને સમ ભાગે લેઇને ખાંડવાં, ને તેમાં કપૂર ટાંક ૧ તથા

જીરું ટાંક ૧ ભાર ખાંડીને નાખવું, પછી ત્હેની ચણાપુર ગોળીઓ નાગરવેલના પાનાંના રસમાં વાળવી, ને સવાર સાંજ એકેકી ખાવી.

**દવા ૨ જી**—લવિંગ ટાંક ૧, અગર ટાંક ૧, તપકીર* ટાંક ૧, તજ ટાંક ૧, તમાલપત્ર ટાંક ૧, જાયફળ ટાંક ૧, જાવંત્રી ટાંક ૧ એ બધું બરોબર વજનમાં લેઈ ખાંડીને ચાળવું, પછી તેમાં જીરું ટાંક ૧, ભાંગ ટાંક ૫, ને નાગકેસર ટાંક ૧ ખાંડીને નાખવાં તે નાગરવેલના પાનાંના રસમાં ચણા બરોબર ગોળીઓ વાળી. રાતે એકેક ખાવી.

**દવા ૩ જી**—લવિંગ, અગર, તપકીર, તજ, તમાલપત્ર, જાયફળ, જાવંત્રી, નાગકેસર, કમળકાકડી, કપુર, જીરું, એ બધું સમ ભાગે લેઈ ખાંડીને કપડછાણ કરવું. ને તેમાંથી રૂ. ૦। ભારની ફાકી ટાઢા પાણી સાથે ફાકવી.

**દવા ૪ થી**—ચીનીકબાલા ટાંક ૯, મરી ટાંક ૯, નાગકેસર ટાંક ૩, મોચરસ ટાંક ૩॥ એ બધાંને ખાંડી કપડછાણ કરી, મધમાં ચણીબોર જેવડી ગોળીઓ વાળી રાતે સુતી વખતે એકેક ખાવી.

**દવા ૫ મી**—કાળી મુશળીનાં બી ટાંક ૯ ને ખાંડીને ખળવાં ને નાગરવેલનાં પાનના રસમાં ચણીબોર જેવડી ગોળીઓ વાળી, રાતે સુતી વખતે એકેક ખાવી.

**દવા ૬ ઠ્ઠી**—સ્ત્રીસંગ કર્યા પછી તરત જ ખાટલા ઉપર દૂધ શેર ૦॥ માં રાતી ખાંડ નાખીને પીવું, તેમ ખજુર ખાવું, તેથી કોઈ પણ વખતે નપુંસકપણું થશે નહિ.

## ૮૭ નસકોરી ફુટી લોહી બંધ ન થતું હોય તો

**દવા ૧ લી**—પુરુષના પેસાબનાં બે ટીપાં કાનમાં મૂકવાં.

## ૮૮ પેટમાં નળ બંધાયા હોય તે છૂટવાની દવા

**દવા ૧ લી**—કવાથ-હીમજીહરડે, વાંસની ગાંઠો, બાવળની પાલી, (કુળાં પાનાં) સોનામુખી, વડનાં પાકાં પાન, ઉંદરકણી, અજમો, એને સરખા ભાગે લેઈ ખાંડવાં, ને પાંચ સરખા વજનનાં પડીકાં કરવાં, પછી પાણી શેર ૫ માં

---

* સુંઘવાની નહિ, પણ બીજી.

એક પડીકું નાખીને ઉકાળવું, ને ઉકળતી વખતે તેમાં ગોળ નવટાંક નાખી બળતાં બળતાં પાણી શેર ૧ રહે ત્યારે ઉતારી લેઈ ટાઢું પડ્યા પછી પીવું, આ પ્રમાણે દિન પાંચ સુધી કરવું.

**દવા ૨ જી**—હળદર, જીરું, નસોતર, હીંગ, હર્ડેદળ, ચિત્રાની છાલ, એરંડા-(દીવેલા)-નું મૂળ, સંચળ, સિંધવ, જવખાર, એને સરખા વજનમાં લેઇને ખાંડવાં ને કપડછાણ કરી દીવેલમાં મોહાવું, ને તેની રૂ. ૦ાા ભારની ફાકી દિન સાત સુધી મારવી.

## ૮૯ નળબંધ વાયુની દવા

**દવા ૧ લી**—કોડીને અડાયાં છાણાના દેવતામાં બાળી, તેની સરખા માપની સાત પડીકી કરી રોજ એક પડીકી ખાવી. ને તેની ઉપર નીચે લખેલી ગોળી એક ખાવી.

સુવા શેર એકને સારા ખાંડીને દળાવા, પછી ત્રણ વરસના જૂના પાશેર ગોળમાં તેને મેળવી, તેમાં ઘરનું દીવેલ પાશેર નાખી સોપારી જેવડી ગોળીઓ કરીને એક ગોળી ખાવી.

## ૯૦ નાસુર પડ્યું હોય તેની દવાઓ

**દવા ૧ લી**—નાસુર ઉપર વાઘનું હાડકું પાણીમાં ઘસીને ચોપડવું.

(આ દવા કરી જોઈ છે. તેનાથી નાસુર મટે છે.)

**દવા ૨ જી**—આંબલીના કચુકા-ચીચુડા-અને સાપની કાંચળી સમ ભાગે લેઇને પાણીમાં ખૂબ ઝીણી વાટી, ચણીબોર જેવડી ગોળીઓ કરીને સુકવવી, પછી પાણીમાં ઘસીને નાસુર ઉપર ચોપડવી. તેમ ગાયનું ઘી ચોપડવું.

**દવા ૩ જી**—ત્રણ વરસના જૂના દીવેલાના મૂળને પાણીમાં ઘસીને ચોપડવું.

## ૯૧ જુદાં જુદાં નક્ષત્રોમાં જુદી જુદી જાતનાં મૂળીયાંનો ઉપયોગ કરવાથી કયાં કયાં કામ થાય છે ત્હેની વિગત

**નક્ષત્ર ૧ લું અશ્વિનીમાં**—ઝીઝોટાનું મૂળ હાથે બાંધીએ તો ચોથીયો તાવ જાય.

**નક્ષત્ર ૨ જું ભરણીમાં**—ભાંગરાના મૂળને, સુતરના સાત તાંતણા એકઠા કરીને કરેલા દોરામાં બંને હાથે બાંધીએ તો એકાંતરીયો તાવ જાય.

**નક્ષત્ર ૩ જું કૃત્તિકામાં**—બાલી કંકોડી-કંટોલી (થતી ન્હાની કંકોડી)નું મૂળ કાઢી હાથે બાંધે તો તૃતિયો તાવ જાય. એને ચોખાનાં ધોવામણમાં ઘસીને પાઇએ તો ગર્ભ-મહિના રહે.

**નક્ષત્ર ૪ થું રોહિણીમાં**—ગુંદીનું મૂળ હાથે બાંધ્યું હોય તો ચોથીયો તાવ જાય, તથા મ્હોમાં રાખ્યું હોય તો સ્ત્રી વશ થાય.

**નક્ષત્ર ૫ મું મૃગશીર્ષમાં**—શંખાવલીનું મૂળ, દક્ષિણ દિશાએ રહીને કાઢીને હાથે બાંધીએ તો રાજા અથવા ઉપરી અધિકારી વશ થાય.

**નક્ષત્ર ૬ ઠું આર્દ્રામાં**—ધોળી દ્રોનું મૂળ, ઉત્તર દિશા તરફ મોં રાખીને કાઢી હાથે બાંધે તો બધાં દુઃખ જાય.

**નક્ષત્ર ૭ મું પુનર્વસુમાં**—ઉત્તર દિશાએ રહી સાટોડીનું મૂળ કાઢી, હાથે બાંધે તો શત્રુ નાશ પામે.

**નક્ષત્ર ૮ મું પુષ્યમાં**—ધોળી રીંગણીનું મૂળ કાઢી હાથે બાંધે તો શત્રુ મટી મિત્ર થાય.

**નક્ષત્ર ૯ મું અશ્લેષામાં**—ઉત્તર દિશાએ રહી ધોળા આકડાનું મૂળ કાઢી પાણીમાં ઘસી આખા શરીરે મર્દન કરે તો કાન્તિ વધે.

**નક્ષત્ર ૧૦ મું મઘામાં**—આક મંદારનું મૂળ કાઢી હાથે બાંધે તો બધાં માણસ વશ થાય.

**નક્ષત્ર ૧૧ મું પૂર્વા ફાલ્ગુનીમાં**—અગ્નિ ખૂણામાં રહીને ચણોઠીનું મૂળ-કાઢી હાથે બાંધે તો તેની ઉપર કોઇનો છળભેદ ચાલે નહિ.

**નક્ષત્ર ૧૨ મું ઉત્તરા ફાલ્ગુનીમાં**—તુલસીનું મૂળ, પૂર્વ દિશાએ રહીને કાઢવું, ને પાણીમાં ઘસીને પીવાથી વેળા જ્વર (બરોબર વખતે આવતો તાવ) જાય.

**નક્ષત્ર ૧૩ મું હસ્તમાં**—ગરણીનું મૂળ લેઈ હાથે બાંધ્યું હોય તો બધી જાતનો તાવ જાય.

**નક્ષત્ર ૧૪ મું ચિત્રામાં**—ચિત્રાના છોડનું મૂળ લેઈ ઘસીને કોઢ ઉપર ચોપડ્યું હોય, તેમ થોડુંક પીધું હોય (પીધા ઉપર તરત જ અચ્છેર ઘી પીવું,

પણ પીવું જ નહિ એ ઉત્તમ વાત છે, અતિશય ગરમ છે. હોજરી, અન્નાશય બાળી નાખે તેવું છે) તો કોઢનો ભયંકર રોગ મટે.

**નક્ષત્ર ૧૫ મું સ્વાતિમાં**—સાર પંખાળીનું મૂળ લેઈ પાણીમાં ઘસીને આંખે આંજે તો તિમિરનો રોગ જાય.

**નક્ષત્ર ૧૬ મું વિશાખામાં**—પીપળાનું મૂળ ઉત્તર મુખે રહી લેઈ ઘસીને પાઇએ તો જળંદરનો રોગ મટે.

**નક્ષત્ર ૧૭ મું અનુરાધામાં**—ધોળી કણેરનું મૂળ, પૂર્વ દિશાએ રહી લેઇ, કાને બાંધે તો કાન મૂળીયાનો રોગ મટે.

**નક્ષત્ર ૧૮ મું જયેષ્ઠામાં**—પાહાડનું મૂળ લેઈ હાથે બાંધે તો સર્વ કામના પાર પડે.

**નક્ષત્ર ૧૯ મું મૂળમાં**—તાંદલજાનું મૂળ પૂર્વ દિશાએ રહી લે; ને હાથે બાંધે તો દુશ્મનનું મોં બંધ થાય, ગાળો ભાંડતો રહે.

**નક્ષત્ર ૨૦ મું પૂર્વાષાઢામાં**—ઉત્તર મુખે રહી ગરણીનું મૂળ ઘસીને પાઇએ તો બધી જાતનું ઝેર ઉતરે.

**નક્ષત્ર ૨૧ મું ઉત્તરાષાઢામાં**—ઇશાન કૂણમાં રહી ગરણીનું મૂળ લેઈ પાણીમાં ઘસી પાઇએ તો, પીનાર માંણસ વશ થાય.

**નક્ષત્ર ૨૨ મું શ્રવણમાં**—લાજાલુ-લાજુલાડી-નું મૂળ લેઈ ઘસીને પાઇએ તો હૈયાનું (છાતીનું) શૂળ મટે.

**નક્ષત્ર ૨૩ મું ધનિષ્ઠામાં**—ભેંડા ગાડીનું મૂળ, સૂર્યની સામા રહીને કાઢવું. ને હાથે બાંધવું તેથી રાજ્ય તરફથી સારો સત્કાર મળે.

**નક્ષત્ર ૨૪ મું શતભિષામાં**—ઉત્તરાભિમુખે રહી સરવાહોળી નામના ઝાડનું મૂળ કાઢી કાળી ગાયના દૂધમાં ઘસીને પાયાથી સ્ત્રીને ગર્ભ રહે—મહિના રહે.

**નક્ષત્ર ૨૫ મું પૂર્વાભાદ્રપદમાં**—શ્વેત ગુંજા-ધોળી ચણોઠીનું મૂળ કાઢી હાથે બાંધી રાખ્યું હોય તો નજર દોષ લાગે નહિ, ને લાગ્યો હોય તો જાય.

**નક્ષત્ર ૨૬ મું ઉત્તરાભાદ્રપદમાં**—લાજાલુ-લાજુ લાડીનું મૂળ પાણીમા ઘસીને મોં પર લેપ કરીએ તો મોંની છાયા જાય.

**નક્ષત્ર ૨૭ મું રેવતીમાં**—કસુંબાનું મૂળ લેઈ હાથે બાંધે તો રાતનો તાવ જાય.

## ૯૨ થોડીક નાડી પરીક્ષા

વાયુની નાડી વાંકી વહે, પિત્તની ઉતાવળી વહે, ને કફની હળવી-ધીમેથી વહે, રસ વિકારની પહોળી વહે, આગની મૂર્છા થઇને વહે, ભયની હળવી, ને શોકની હલકી વહે. મધ્ય રાતે ગરમીની, બીજા પહોરે ગરમીની, ને સંધ્યાકાળે ઉઠ્ઠી વહે.

## ૯૩ પ્રમેહ-પરમીયાની દવાઓ

**દવા ૧ લી**—એલચી, બરાસ, સાકર, આંબળાં, જાયફળ, ગોખરુ, સાલમ, ને બંગ, એને સમ ભાગે લેઇને ખાંડવું, ને પછી ખળમાં નાખી તેને સીમળાના રસનો પટ દેવો, ને પછી વાલપુર દવા મધમાં કાલવીને ચાટવી.

**દવા ૨ જી**—પાષાણભેદ, રેવંચીનો શીરો, કલીમીસરી ખાર? આગ્રાઈ એલચી દાણા, આંબા હળદર, એ દરેકને રૂ ૦ાા, ૦ાા ભાર લેઇને ખાંડી કપડછાણ કરવું, ને તેમાંથી રૂ ૦ાા ભારની ફાકી સવારમાં મારવી, ને ઉપર દૂધ શેર ૦ાા તથા પાણી પાશેર પીવું.

## પ્રમેહમાં પેસાબે લાહ બળતી હોય

**દવા ૩ જી**—પાષાણભેદ ટાંક ૩, તજસેલાણી ટાંક ૧, સુરોખાર ટાંક ૧, ખાંડ ટાંક ૯ દિન એક પ્રત્યે, પાણી સાથે ફાકે તો મટે.

**દવા ૪ થી**—સાટોડી, ગાંગડીની જડ, મૂશલીકંદ, સતાવરી, ગોખરુ, રાલ, એને સમ ભાગે લેઈ ખાંડ અને ઘી સાથે અવલેહ કરી ખાય તો પ્રમેહ મટે.

## પિત્ત પ્રમેહ

**દવા ૫ મી**—તાલીસ પત્ર ટાંક ૧૧, મરી ટાંક ૧૧, ચવ્યક ટાંક ૧, નાગકેસર ટાંક ૧૧, સિંધવ ટાંક ૧૧, પિંપર ટાંક ૨, પીપળી મૂળ ટાંક ૩, તંતડીક ટાંક ૩, ચિત્રો ટાંક ૨, તજ ટાંક ૨, જીરું ટાંક ૩, સુંઠ ટાંક ૩, એલચી ટાંક ૩, બોરકૂટ ટાંક ૩, (બોરનો કુટો) મોથ ટાંક ૩, વેસણ-ટાંક ૩, અજમોદ ટાંક ૩, દાડમસાર ટાંક ૪, એનું ચૂર્ણ ચીનાઈ સાકર અને લોહ ભસ્મ સાથે ખવડાવીએ તો પિત્ત પ્રમેહ જાય.

## તનકીયા પ્રમેહપર

**દવા ૬ ઠ્ઠી**—એખરો પૈસા ૧ ભારને ગાયના દૂધ શેર ૦ાા માં નાખીને દિન ૭ સુધી પીવું.

**દવા ૭ મી**—રેવંચીનો ગોળ ટાંક ૦ાા, જેઠી મધ ટાંક ૫, શિલાજીત ટાંક ૫, ને સિંધવ ટાંક ૪, એ સર્વની ફાકી દિન ૭ સુધી સરખા સરખા વજનની ફાકવી.

## ઠંડો તથા તનકીયો પ્રમેહ

**દવા ૮ મી**—ધોળાં મરી રૂ. ૧ ભાર, જીરું રૂ. ૧ ભાર, અજમો રૂ. ૧ ભાર, વહાણુવટી ગેરુ રૂ. ૨ ભાર, સારી ચઢતી હળદર રૂ. ૧ ભાર.

એ બધાંને ખાંડી કુલડીમાં ઘાલી, મોં બંધ કરી, કપડમીટ કરવું, ને છાણાંની ભઠ્ઠીમાં ઘાલવું. ભઠ્ઠી ટાઢી પડ્યા પછી કાઢીને ખળ કરી તેમાંથી રૂ. ૦ાા ભારની ફાકી દિન સાત સુધી રોજ મારવી. પ્રમેહ બહુ જ વધી ગયો હોય તો પાકા કેળાનાં પીતાં કરી, ખાંડ નાંખી ઉપરની દવામાં ભેળવીને ખાવાં.

**દવા ૯ મી**—ભોંય કાંસકીના પાનાનો રસ પૈસા ૪ ભારમાં, ખાંડ રૂ. ૧ ભાર નાખીને પીવાથી પ્રમેહ મટે. કરી પળાવવી.

**દવા ૧૦ મી**—ભોંય કાંસકીનાં ફૂલ, તથા આમલીના પાનાંનો રસ, અને ખાંડ એ ત્રણે ભેગું કરીને પીએ તો મટે.

**દવા ૧૧ મી**—આંબળાં, ગોખરુ, સતાવરીનું મૂળ, ધોળી મૂશળી, પિપર, હર્ડેદળ, નગોડનાં બીયાં, બાવળનો ગુંદર, અને ભાંગ, એ બધું સમ ભાગે લેઈ ખળ કરી ચૂર્ણ કરવું, ને રોજ મધ રૂ. ૦ાા તથા ઘી રૂ. ૦ાા ભારમાં અર્ધો ભાર ચૂર્ણ મેળવીને ખવડાવવું. તેથી પરમીયો મટશે તેની સાથે ધાતુ પણ બંધાશે.

**દવા ૧૨ મી**—ગોળ શેર ૦ા, સુંઠ શેર ૦ા, ને ઘી શેર ૦ા, સુંઠને વાટી, ગોળ તથા ઘીમાં મેળવી એકી વખતે ખવડાવી દેવું. કરી બે દિવસ સુધી પળાવવી.

**દવા ૧૩ મી**—મેંદીના પાનાંનો રસ શેર ૦ા, તથા દાડમડીના પાનાંનો રસ શેર ૦ા, અને ગુંદીના પાનાંનો રસ શેર ૦ા એ ત્રણેને માટીના વાસ-

ણમાં એકઠું કરી તેમાં પાણી શેર ૨ રેડી ધ્વાલી મૂકવું, ને રોજ નવટાંક પાણી પીવું. તેમાં સાકર રૂ. ૨ ભાર વાટીને નાખ્યા પછી પીવાનું છે. દિવસ ત્રણ સુધી પીવાથી આરામ થશે. કરી પળાવવી.

**દવા ૧૪ મી**—લીંબુનો રસ રૂ. ૧ ભાર, ને તેલ રૂ. ૧ ભાર એ બંનેને ભેગું કરીને દિન સાત સુધી પીવું.

**દવા ૧૫ મી**—કર્મના ઝાડનાં છોડાં શેર ૪, તથા આસોતરીના ઝાડનાં છોડાં શેર ૧, ને બાવળનાં છોડાં શેર ૧, એ ત્રણેને ઝીણાં ખાંડી માટીના કોરા વાસણમાં પલાળવાં, ને તેમાંથી રોજ સવારમાં પાશેર પાણીમાં ખાંડ રૂ. ૧ ભાર નાખીને દિન સાત સુધી પીવું. ઘીને ખીચડી ખાવી.

## ઠંડો પરમીયો

**દવા ૧૬ મી**—તાડની તાડી પી ઉપર મૂળાનાં પાનાં ખાવાં.*

**દવા ૧૭ મી**—ઘણી જૂની પાકી ઈંટ ખાંડીને ટાઢા પાણી સાથે સવારમાં રૂ. ૦॥ ભાર ફાકે તો મટે.

**દવા ૧૮ મી**—કૂતરીયું ઘાસ, ચોમાસામાં થાય છે, ને લુગડે ચોંટી જાય છે, તે ઘાસને જડમૂળમાંથી ઉખેડી, છાંયે સુકવ્યા પછી ખાંડીને તેની બરોબર તેમાં ખાંડ ભેળવીને સવારે તથા સાંજે એકેક હથેળી ભરીને ફાકે તો જુદા જુદા પ્રકારના બધા પરમીયા મટે.

**દવા ૧૯ મી**—બાવળનો ધોળો ગુંદર શેર ૦।, શીંગોડાં શેર ૦।, બુરા ખાંડ શેર ૦॥, ઘઉંનો મેંદો શેર ૦॥ એ બધાંને એકઠું કરી તેમાં ઘી શેર ૦। મેળવી, દરરોજ પાંચ પૈસા ભાર ખાય તો મટે.

**દવા ૨૦ મી**—કેવડાની જડનો રસ શેર ૦। માં સાકર પૈસા ૫ ભાર નાખીને પીવું.

**દવા ૨૧ મી**—આંબળાંના ઉકાળામાં બે માસા હળદર નાખીને પીવું.

**દવા ૨૨ મી**—ગળોના રસમાં મધ નાખીને આપવું.

**દવા ૨૩ મી**—નાગરમોથ, ત્રિફળા, હળદર, દેવદારુ, કેરીના મરવા, ઇન્દ્રજવ, અને લોદર, એને સમ ભાગે લેઈ ઉકાળો કરીને પાવો.

---

* જે લોક તાડી પીતા હોય તેમને માટે ઠીક છે.

**દવા ૨૪ મી—**વળીઆળી, હર્ડેની છાલ, હળદર, એ બધાંને બરાબર વજનનાં લેઈ, એની બરોબર સાકર મેળવી, મધમાં ટાંક ૫ ભારની ફાકી મારવી.

## ક્ષાર પ્રમેહ

**દવા ૨૫ મી—**નવયૌવન સુંદર સ્ત્રીના ભોગથી મટે.

**દવા ૨૬ મી—**ધાવડીના ઝાડની છાલ, અર્ડુસાની છાલ, કીસોરા, કેળની અંદરની ધોળી છાલ, કમળનું મૂળ, ને દ્રાક્ષ, એ સર્વે સરખે ભાગે લેઈ ઉકાળો કરીને પીવું.

## ૯૪ પ્લેગની ગાંઠપર ચોપડવાની દવા

**દવા ૧ લી—**તાડનું મૂળીયું પાણીમાં ઘસીને ગાંઠ ઉપર ચોપડવાથી ગાંઠ ફાટીને વેરાઈ જાય છે.

**દવા ૨ જી—**ઇંદ્રવારણાને પાણીમાં બાફી ખૂબ ઝીણું વાટી મલમ જેવું થયા પછી તેનો ગાંઠ ઉપર લેપ કરવો. તેથી પણ ગાંઠ ફાટી જાય છે.

**દવા ૩ જી—**ચિત્રાનું મૂળ, સરગુઆનું મૂળ, પીલવાનું મૂળ, ગુગળ, પીરાજો, સિંદુર, મરઘીના ઇંડાનું સત્વ.

પ્રથમ ત્રણે જાતનાં મૂળીયાને પાણીમાં ઘસવાં, ને તેમાં ગુગળ તથા પીરાજાને બારીક વાટી, કપડછાણ કરીને નાંખવો, તથા સિંદુર અને ઇંડાની સપેતી નાખીને મલમ કરી ગાંઠ ઉપર પા પા કલાકે ચોપડ્યા કરવું. (અસ્રાથી સહેજ ગાંઠને છુંદ્યા પછી મલમ લગાડવો.)

**દવા ૪ થી—**ઉપરેટ, હરતાલ, નેપાળાનાં બીજ, એ ત્રણે રૂપિયા રૂપિયા ભાર લેઈ, ખૂબ ઝીણાં ખાંડી કપડછાણ કરવું, પછી તેમાં આકડાનું દૂધ મેળવી મલમ જેવું થાય એટલે ગાંઠ ઉપર ચોપડવું.

## પેસાબના દર્દો ઉપરની દવાઓ

## ૯૫ પેસાબ બંધ થઈ ગયો હોય

**દવા ૧ લી—**ભુવો કરીને એક ન્હાનું ગોળ ઝાંખા કાળા રંગનું સુંવાળું જીવડું થાય છે, તેને જીવતું ને જીવતું પાણીમાં પાવાથી જરૂર જરૂર અર્ધા કલાકમાં પેસાબ છૂટે છે. ને જીવડું પેસાબ વાટે જીવતું નીકળી જાય છે. (અજમાવેલી દવા છે.)

## વારે ઘડીએ પેસાબ થયા કરતો હોય

**દવા ૨ જી**—ગાયના દહીંની ઉપરની તર, પૈસા ૪ ભાર, બોરડીનાં પાંદડાં અથવા ફૂલ પૈસા ૧ ભાર, બોરડીનાં પાનાંને વાટી તેમાં સાકર પૈસા ૨ ભાર નાખી, દહીંની તર મેળવીને આપવી.

## પેસાબ બંધ થયો હોય તે ઉપર

**દવા ૩ જી**—ગાયના દૂધના દહીં શેર ૦॥ માં સુરોખાર વાટીને મેળવ્યા પછી પાઈ દેવું.

**દવા ૪ થી**—શિલાજીત, પાષાણુભેદ, રેવંચી, ને ધાણા સુકા, એ ચારે ચાનાં સરખા વજનમાં લેઈ પાણી સાથે વાટીને પાવાં.

**દવા ૫ મી**—તાંદલજા-ઝરખલા-ની ભાજીને પાણીમાં બાફીને પેઢુ ઉપર બાંધવી.

**દવા ૬ ઠ્ઠી**—બાજરીનું થુલુ રૂ. ૨ ભાર, છાસની પરાચમાં મેળવીને પાવું, તથા સર્પની કાંચળી અને સુરોખાર પાય તો પેસાબ છૂટે. તેમ મૂળાના પાનાંનો રસ પાવાથી પણ છૂટે.

**દવા ૭ મી**—ઉંદરની લીંડીઓને વાટી ખદખદાવીને ઉની ઉની પેઢુ ઉપર ચોપડવી.

**દવા ૮ મી**—મૂળાના પાનાંના રસ નવટાંકમાં સુરોખાર રૂ. ૦। ભાર નાંખીને પાવો.

**દવા ૯ મી**—ઇંદ્રવારણાની જડ પૈસા ૧ ભાર ખવડાવે તો ઝાડો તથા પેસાબ બંને છૂટે.

**દવા ૧૦ મી**—કાંદા-ડુંગળીનાં બીજ, ગોખરુ, કપાસીયા, અને કાકડીનાં બીજ, એ ચારે ચીજો (અર્ધાં અર્ધાં રૂ. ભાર લેવી) મળીને રૂ. ૨ ભાર લેવી, ને ખાંડીને પાણી શેર ૬ માં ઉકાળી પાણી શેર ૧ રહે ત્યારે ઉતારી લેઈ તેમાં સાકરની ચાસણી રૂ. ૨ ભાર નાખીને પાય તો પહોર ૧ માં પેસાબ છૂટે.

**દવા ૧૧ મી**—કપૂરને ઇંદ્રિયના છિદ્રમાં મૂકે તો પેસાબ થાય.

**દવા ૧૨ મી**—કળથીને ઉકાળી તેનું પાણી પાય તો ગુણ થાય.

**દવા ૧૩ મી**—સાકર શેર ૦।, કેળનો રસ-પાણી-શેર ૦।, એ બેને એકઠાં કરીને પાવું. (કેળનો રસ ઘણો જ ઠંડો છે તે પીધાથી નામર્દાઈ નપુંસકપણું-આવે છે માટે વિચારીને પીવો.)

### પેસાબ બહુ થતો હોય

**દવા ૧૪ મી**—નવટાંક કાળા તલને દિન ૨૫ સુધી ખાવા.

**દવા ૧૫ મી**--સુવા શેર ૧, મેદા શેર ૦॥, બાવળનો ગુંદર શેર ૦॥, રાતી ખાંડ શેર ૧॥, ઘી શેર ૦॥।, એમાંથી ખાંડવાનાં વસાણાં ખાંડીને ઘી તથા ખાંડ નાંખીને લાડુ બનાવવા, ને સાંજ સવાર એકેક ખાવો.

**દવા ૧૬ મી**—ગવાર-ગુવાર-નો લોટ શેર ૧, અને સાકર શેર ૦॥ ખાંડી ઝીણું કરી, ગાયના ઘી સાથે સવાર સાંજ દિન ૧૦ સુધી ખાય તો પેસાબ ઓછો થાય.

### પેસાબ બંધ થયો હોય

**દવા ૧૭ મી**--સુરોખાર વાટી, પાણીમાં ભીંજાવી ડુંટીપર મૂકવો. તથા કેશુડાનાં (ખાખરાનાં) ફૂલ બાફી તેમાં સુરોખાર રૂ. ૦। ભાર નાખીને પાવું, તથા પેઢુ ઉપર બાંધવું.

**દવા ૧૮ મી**—તંબાકુનાં પાનાં ઉનાં કરીને પેઢુ ઉપર મૂકી પાટો બાંધવો.

### ૯૬ પરવાળાંની ભસ્મ કરવાની રીત ને ત્હેનો ઉપયોગ

**રીત ૧ લી**—એક રૂ. ભાર પરવાળાં આખાં અથવા ત્હેની ડાંખળીને ખળમાં ખળવી, ને તેમાં લીંબુનો રૂ. ૨ ભાર રસ નાખીને ખૂબ ઝીણાં પરતવાં, ને પછી સૂર્યના તાપે મૂકવાં, આ પ્રમાણે લાગલાગટ સાત દિવસ સુધી કરવાથી ત્હેની ધોળી-શંખ જેવી ભસ્મ થશે.

**ખાવાની રીત**—આ ભસ્મને જીર્ણ જ્વર ઉપર નાગરવેલના પાનમાં આપવી, કેટલી આપવી તેનું માપ, દર્દીની ઉંમર અને હાલત ઉપર રાખવું.

શક્તિ-બળ-લાવવા માટે ઘી અથવા મધમાં આપવી.

પથ્ય-હીંગ, મરચાં, તેલ, ને ખટાશ ખાવાં નહિ.

**રીત ૨ જી**—પરવાળાં, કે તેની ડાંખળી તોલો એક લેઇને કાચલી, કે કાચા, અથવા ચીનાઈ માટીના પ્યાલામાં રાખવી, પછી તેમાં કુંવારના લાબ-

રાનો રસ તથા લીંબુનો રસ તે ડુબતા સુધી નાખવો, આ પ્રમાણે ત્રણ દહાડા સુધી રાખી મુકવાથી તેની ભસ્મ થશે.

**રીત ૩ જી**—પરવાળાં રૂ. ૧ ભારને, આકડાના પાનાંના રસ રૂ. ૨॥ ભાર સાથે કુલડીમાં ઘાલી, કપડમીટ કરી છાણાં ૩૦ ની ભઠ્ઠીમાં ઘાલવાં એટલે ભસ્મ થશે.

**રીત ૪ થી**—પરવાળાં રૂ. ૧ ભારને કુંવારના લાબરાના રસ રૂ. ૨॥ સાથે કુલડીમાં ઘાલી, કુલડીને કપડમીટ કરીને છાણાં નંગ ૪૦ ની ભઠ્ઠીમાં ઘાલવી. એટલે ભસ્મ થશે.

## ૯૭ પથરીની દવા

**દવા ૧ લી**--ભોંય પાતરી* રૂ. ૨ ભારની ઘીમાં ભાજી કરવી, ને તેમાં જીરું નાંખવું, આ પ્રમાણે દિન સાત સૂધી કરીને ખાવી. તેથી પથરીનાં રજકણ છૂટાં પડી પેસાબ વાટે નીકળી જશે.

**દવા ૨ જી**—હરડાં, બહેડાં, પાષાણભેદ, ગરમાળો, ધમાસો, સુકા ધાણા, ગોખરુ, કાકડીનાં બી, એ સર્વેને સમ ભાગે લેઈ ખાંડીને પાણી શેર ૪ માં ઉકાળી સવારમાં હંમેશા પીએ તો પથરીનો ભૂકો થઇને ઝરી જાય. તેની ઉપર મૂળા ખાધાથી વધારે ફાયદો છે.

## ૯૮ પાઠાના ઉપાય

**ઉપાય ૧ લો**—મહુડાની છાલનો ઝીણો ભૂકો કરી પાઠા ઉપર બાંધે તો પાઠું મટે, દિન સાત સૂધી બાંધવું જોઇએ.

**ઉપાય ૨ જો**—હરણની લીંડીઓને ઘોડાના મૂતરમાં ચોળી નાખીને પાઠા ઉપર લેપ કરવાથી ગમે તેવું પાઠું, તેમ ગાંઠ ઓગળી જાય છે.

## ૯૯ પિત્ત વિકારની દવા

**દવા ૧ લી**—મધ, પિંપર, સાકર, ને દ્રાક્ષ, એ સમ ભાગે લેઈ ખાવાથી મટે છે.

**દવા ૨ જી**—સાકર, જીરું, કાંગણી, વળીઆળી, એને સમ ભાગે લેઈ ખૂબ ઝીણી ખાંડીને સવારમાં ત્હેની રૂ. ૦॥ ભારની ફાકી મારવી.

---

* એક જાતનો છોડ થાય છે.

## પિત્ત વિકારથી હાથ પગ કળતા હોય

**દવા ૩ જી**—મજીઠ પૈસા ૧ ભાર, હર્ડેદળ પૈસા ૧ ભાર, બહેડાં પૈસા ૧ ભાર, આંબળાં પૈસા ૧ ભાર, મોથ પૈસા ૧ ભાર, એ બધાંને પાણીમાં પળાલી મૂકીએ, ને સાંજ સવાર તેનું નવટાંક પાણી પીવું. દિન સાત સુધી પીવાથી પિત્ત સમી જાય છે.

## પિત્ત વિકારથી હાથ પગ ફાટતા હોય તેનો મલમ

**દવા ૪ થી**—મરી પૈસા ૧ ભારને ઝીણાં ખાંડવાં, ને તેમાં કાળા ઉનને બાળીને તેની રાખ પૈસા ૧ ભાર મેળવવી, પછી ગાયના માંખણ પૈસા ૭ ભારમાં મેળવીને ચોપડવું, તેથી હાથ પગ ફાટતા રહેશે.

**દવા ૫ મી**—આબુઆના પાનાંનો તથા વાળોરીયાના પાનાંનો રસ એકઠા કરીને દિન સાત સુધી ચોપડવો.

**દવા ૬ ઠ્ઠી**—ગાયનાં ઘી પૈસા ૭ ભારમાં, હાથીદાંતના કડકાની રાખ-ભસ્મ-પૈસા ૪ ભાર, તથા રાલ પૈસા ૧ ભાર નાખી, મલમ કરીને ચોપડવું.

## પિત્ત વાયુપર દવા

**દવા ૭ મી**—કમળ કાકડીની મીંજે રૂ. ૦ાા ભાર, સાકર રૂ. ૦ાા ભાર, તથા એલાયચી રૂ. ૦ાા ભાર, એને ખાંડી, કપડછાણ કરી સાત ભાગ સરખાં વજનના કરવા, ને રોજ સવારમાં એક ભાગ વાસી પાણી સાથે ફાકવો.

## પિત્ત રોગની દવા

**દવા ૮ મી**—ગાયના દૂધમાં દીવેલ નાખીને પીવું.

**દવા ૯ મી**—ગળોનો રસ, તથા સાકર મેળવીને પીવું.

**દવા ૧૦ મી**—ઘીમાં સાકર નાખીને ખાવી.

**દવા ૧૧ મી**—કોકમ, એલચી દાણા, તથા સાકર સમ ભાગે લેઈ ખાંડી ચૂર્ણ કરીને ફાકી મારવી.

**દવા ૧૨ મી**—ગાયના દૂધમાં ઘી ને સાકર નાખીને પીવું.

**દવા ૧૩ મી**—પાકેલા દાડમનો રસ કાઢી, તેમાં સાકર નાખીને પીવો.

**દવા ૧૪ મી**—માખણમાંથી છાશ કાઢી નાખી, સાકર મેળવીને ખાવું.

**દવા ૧૫ મી**—આંબળાનો મુરબ્બો ખાવો.

## ૧૦૦ પગની વાયુ ફાટયાની દવા

**દવા ૧ લી**—એક પૈસા ભાર રાલ, એક પાઈ ભાર મસ્તકી, પાઈ ભાર સિંદુર, એક પૈસા ભાર મીણ, તથા દીવેલ નવટાંક. દીવેલ તથા મીણને ગરમ કરી તેમાં ઉપર લખેલી રકમો ખાંડી, કપડછાણ કરીને નાખવી, ને મલમ જેવું થાય એટલે ચોપડવું.

**દવા ૨ જી**—દીવેલમાં પાણી રેડીને એકઠું કરવું, ને પછી પગની વાયુ જ્યાં ફાટી હોય ત્યાં ખૂબ મસળવું—એવું મર્દન કરવું કે તે ત્વચાની અંદર જાય. આથી આંખોનું તેજ પણ વધે છે ને પગની ફાટેલી વાયુ પુરાઈ જાય છે (દવા કરી જોયેલી છે ખરી).

## ૧૦૧ પેટના રોગપર દવાઓ

**દવા ૧ લી**—પુંવાડીયા–કુવાડીયાનાં બી શેર ૦।, અજમો શેર ૦।, મેથી શેર ૦।, સુવા શેર ૦।, એ ચારે વસ્તુઓને દિન સાત સૂધી ગોમૂત્રમાં આથવી, ને પછી તેમાં નીચેની વસ્તુઓ નાખવી, સંચળ પૈસા ૨ ભાર, સાજીખાર પૈસા ૨ ભાર, સિંધવ પૈસા ૨ ભાર, કચળવાંણ પૈસા ૨ ભાર.

પછી હાંલ્લાને ઝાકળે મૂકવું, ત્યાર પછી ચૂલા ઉપર મૂકી નીચે દેવતા કરી, ગોમૂત્ર બધું બળી જવા દેવું, ને વસ્તુઓને ખાંડીને રોજ બે પૈસા ભાર દિન સાત સૂધી ખાવી.

પથ્ય–તેલ, મરચું, આમલી, ખટાસ ખાવી નહિ. ઘઉં, ગોળ ને ઘી ખાવું.

**દવા ૨ જી**—ઇંદ્રવારણાનું મૂળ ગાયના દૂધમાં પીવાથી **જલોદર કઠોદર**, તથા **રકતોદર**, **આમગુલ્મ** વગેરે રોગ મટે છે.

**દવા ૩ જી**—ખાટી છાશમાં લૂણ–મીઠું–અને કોઠમડાની કાચલીઓનો ભૂકો નાખીને દિન ૨૧ સુધી પીએ તો પેટનો રોગ મટે.

## પેટ ચઢ્યું હોય તથા કોઠો વાએ બંધ થયો હોય

**દવા ૪ થી**—શુદ્ધ કરેલો સોમલ ટાંક ૨, તથા રાલ ટાંક ૨, પિંપર ટાંક ૨, પીપળી મૂળ ટાંક ૦॥, લસણ ટાંક ૨, મરી ટાંક ૨, એળીયો ટાંક ૨, શિવલીંગી ટાંક ૨, અને એલચી ટાંક ૦॥, એ બધું એકઠું કરીને ખાંડવું, ને ઝીણો ભૂકો કરીને કપડાથી ચાળવું, પછી કોરી હાંલ્લી દેવતામાં લાલ ચોળ

તપાવી તેમાં સેખડાનો રસ રૂ. ૨ ભાર નાખી, ઉપરનો મસાલો નાંખવો, ને પછી ઉનું કરીને દિન ૧૩ સુધી રોજ પાશેર પાણી પીવાથી ઉપર જણાવેલા રોગ મટે.

## પેટ મોટું થઇને ઢમઢોલ જેવું થયું હોય તેની દવા

**દવા ૫ મી**—ટંકણખાર પૈસા ૫ ભાર, ફટકડી પૈસા ૫ ભાર, એ બેને ફુલાવીને કુંવારના લાબરાના રસમાં ચણીબોર જેવડી ગોળીઓ વાળવી ને ત્રણ દહાડા સુધી સવારમાં એકેક ખાવી, તેથી રેચ-દસ્ત થઇને પેટ ઓસરી જશે.

## પેટ દુખતું હોય

**દવા ૬ ઠ્ઠી**—ચીનીકબાલા, અક્કલકરો, સુંઠ, મરી, પિંપર, એ બધું સમ ભાગે લેઈ ઝીણું ખાંડી મધ સાથે દિન ૨૧ સુધી સવારમાં ખાવું.

**દવા ૭ મી**—શુદ્ધ કરેલું લસણ (કળીઓને છોલી એક રાત છાશમાં રાખી, તેમાંની મોખ કાઢી નાખવી) એક ભાગ, સિંધવ અર્ધો ભાગ, સેકેલી હીંગ પા (૦।) ભાગ અને એ બધાંના વજન બરોબર આદાનો રસ. ઉપરની રકમોને ખાંડી કપડછાણ કરી, આદાના રસમાં ખળવું, ને પછી તેની ચાર ચણોઠી ભારની એક, એ પ્રમાણમાં ગોળીઓ વાળવી, ને સવારમાં ગાયની છાશ સાથે, અથવા આદાના રસમાં એક ખાવી. આ દવા જલદી ગુણ આપે છે, અને મ્હોટું થઇ ગયેલું પેટ પણ જલદીથી ન્હાનું થઈ દસ્ત સાફ આવે છે.

## ૧૦૨ પિંડરોગની દવા

જવના લોટને ઘી તથા તેલમાં સેકવો, ને પછી તેમાં નવટાંક પાણી રેડીને ચાસણી જેવું કરવું, ને તેમાં મંડુર મારેલો કાળો, શેર ૦।, અને અજમો શેર ૦। ખાંડી ચાળીને નાખવાં, તથા ગોળ શેર ૦। નાખી હલાવીને નીચે ઉતારવું. ને તેમાંથી રોજ સવારમાં ફાકી મારીને ઉપર પાશેર પાણી પીવું.

## ૧૦૩ પારો મારવાની ક્રિયા*

મેદીનાં પાનામાં પારો તોલો એક લાવીને ત્રણ દહાડા સુધી ખળ કરવો

---

* ક્રિયા સહેલી પણ વસ્તુ ભયાનક જણાય છે. વખતે પારો કાચો રહી જાય તો દુઃખનો પાર રહે નહિ.

પછી અડાયાં છાણાંને કોચીને તેમાં ઘાલવો, ને તેની ઉપર બીજું છાણું ઢાંકવું. પછી ખાડો ખોદીને ભઠ્ઠી ભરી દેવતાની આંચ દેવી, એટલે મરશે.

ગુણ—નાગવેલના પાનામાં એક રતીપુર ખવડાવ્યાથી નામર્દ થઈ ગયેલો પુરુષ મર્દ થાય છે.

### ડુંગરનું અથવા પાળ—ઝાડી—નું પાણી લાગ્યું હોય તેની દવા

સુકું કોપરું—ટોપરું પૈસા ૪ ભાર, મરી પૈસા ૪ ભાર, એ બેને—ખાંડી કપડછાણ કરી, આંબા હળદરના રસમાં લખોટી જેવડી ગોળીઓ વાળી ને દિન ૪૦ સુધી ખાવી. પથ્ય—તેલ, આમલી થોડી ખાવી.

### ૧૦૪ પત—ગરમી—ની દવા

ચૈત્ર મહિનામાં ગધેડીનું દોઢ મણ મૂતર મંગાવવું ને પછી માટલામાં ભરી; અગાસે સીકાં બાંધી તેમાં માટલાં મૂકવાં ને ઝાકળ તડકે સુકાવા દેવું, ને તદન સુકાઈ જઈ પોપડા બાઝે તેને કાઢીને ખળ કરવો, ને તેમાંથી વાલ બે ગળોના પાનામાં સાકર વાલ ૧ સાથે ખવડાવવું. ને તેની ઉપર દૂધ, ભાત, ને ખાંડ ખાવી. કરી બેવડી પળાવવી.

### ૧૦૫ પોટીસ કરવાની રીત

૧—ઘઉં અથવા ચણાના લોટનું પોટીસ.

ઘઉંના અથવા ચણાનો લોટ, કડછી કે વાડકી—માં થોડા પાણી સાથે મેળવીને દેવતા ઉપર ગરમ કરવો, ને કઠણ થવા આવે ત્યારે ઉતારી લેઈ લુગડા ઉપર ચોપડીને જ્યાં લગાડવું હોય ત્યાં લગાડવું.

૨ રાઇની પોટીસ.

હુંફાએલું અથવા કોકરવું—અછેર પાણી લેઈ તેમાં નવટાંક રાઈ અથવા અલસીનો ભુકો નાખી, ધીમે ધીમે મેળવવાં, ને પછી દર્દ ઉપર ચોપડવું.

૩ કાંદા—ડુંગળી—નું પોટીસ.

કાંદાના ગરને છુંદીને બાફવું, ને પછી બાંધવું.

### ૧૦૬ પક્ષઘાત—લકવા—ની દવા

રેવંચીનો શીરો માસા ૪, તજનો ભૂકો માસા ૪, શીકાતરીઓ એળીયો માસા ૪, વિલાયતી સાબુ માસા ૮, એ સર્વેને ખાંડી, કપડછાણ કરી, તેની

સરખા વજનની ૬૦ ગોળીઓ કરવી, ને તેમાંથી રાતે સુતી વખતે ૨ થી ૭ સુધી ગળાવવી.

## ૧૦૭ પગે કળતર થતુ હોય ત્હેનો ઉપાય

વાંસ કપુર ટાંક ૧ાા ને સાકર ટાંક ૧ સાથે ખવડાવી ઉપર દૂધ ને ભાત ખાવો. મ્હોંઢું આવે તો ત્હેની ઉપર નાગરવેલનાં પાન ખવડાવવાં, દિન ૧૪ સુધી દવા કરે તો કળતર મટે.

## ૧૦૮ પગ અને શરીરનું ફાટવું

**દવા ૧ લી**--રાલ ટાંક ૧૦, મીણ ટાંક ૩, ગોળ ટાંક ૧, અને ગાયનું ઘી ટાંક ૧, એ બધું એકઠું કરી, દેવતા ઉપર મૂકી ગરમ કર્યાં પછી જ્યાં ફાટયું હોય ત્યાં મસળવું.

**દવા ૨ જી**--મીઠું તેલ-(તલનું તેલ) તથા રાળને ભેગાં ગરમ કરીને મસળવું.

**દવા ૩ જી**--ધોળું મીણ તોલો ૧ તથા મીઠું તેલ તોલા બે, એકઠું કરી ગરમ થયા પછી મસળવું.

## ૧૦૯ ફેફરાની દવાઓ

**દવા ૧ લી**—શીઆળામાં ચણાના ખેતરમાં ચણાના છોડ ઉપર રાતે ઝીણું લુગડું નાખવું, એટલે ચણાની ખારીથી તે કપડું બધું ભીનું થઈ રહેશે, પછી તેને સુકવવું, ને જેને ફેફરું આવ્યું હોય ત્હેના નાકમાં, આ કપડાને પાણીમાં ભીંજવી, ત્હેનાં ચાર છ ટીપાં પાડવાં. લુગડું આખું ન ભીંજવતાં તેનો થોડોક ભાગ જ ભીંજવીને પાંટી પાડવાં જોઇયે.

**દવા ૨ જી**—ભોંય ભોટંગડીના રસમાં એકવીશ વાર કપડું ભીંજવીને સુકવવું, (રોજ ભીંજવીને રોજ સુકવવું, એમ ૨૧ દહાડા સુધી કરવું) પછી જેને ફેફરું આવ્યું હોય તેના નાકમાં, પેલા કપડામાંથી થોડોક કડકો કાપીને તેને પાણીમાં બોળી તે પાણીનાં ચાર છ ટીપાં પાડવાં.

## માંદા માણસને વાયુ આવી જાય છે તેની દવા

**દવા ૩ જી**—પારસ પીપળાના ફળની મીજે રૂ. ૨ ભાર લાવીને, પાણીમાં ખૂબ ઝીણી વાટવી, ને તે પાણીનાં ટીપાં દર્દીના નાકમાં મૂકવાં.

એકલી મીંજોને વાટીને તેનો ભૂકો નાકમાં મૂકવાથી ફેફરું પણ મટે છે. ચણાની ખારીનાં ત્રણ ચારેક ટીપાં, નાકમાં મૂકવાથી એ ફેફરાનો રોગ નાબુદ થાય છે.

### ૧૧૦ ફેફ વાયુ (શરીરમાંનું લોહી ઉડી જઈ, શરીર ફુલેલું ને ફીકું થઈ જાય છે) ત્હેની દવા

લોધર પૈસા ૧ ભાર, અને બાજરીનો લોટ પૈસા ૧ાા ભાર, એ બંનેની ગોળમાં ગોળી વાળીને દિન ૧૪ સુધી ખાય તો ફેફ વાયુ મટે.

### ૧૧૧ ફટક વાયુની દવા

**દવા ૧ લી—**કાળા ધંતુરાનાં બીયાંને નાગરવેલના પાનમાં ખવડાવવાં, બીયાં કેટલાં લેવાં, એનો આધાર દર્દીની ઉંમર અને શરીરના બાંધા ઉપર રાખવો.*

**દવા ૨ જી—**અલ્લુનાં પાનાનો પાશેર રસ કાઢી તેમાં ખાંડ રૂ. ૧ ભાર નાખી દિન સાત સુધી પીવું.

### ૧૧૨ બરોળની દવાઓ

**દવા ૧ લી—**પાશેર, અસારીયાને નવટાંક ઘીમાં સેકવો, પછી અર્ધ શેર ખાંડની ચાસણી (જલેબી કરવામાં જેવી ચાસણી કામમાં આવે છે તેવી ચાસણી કરવી)માં પેલો સેકેલો અસારીઓ નાખવો, ને ત્હેની સાથે એલાયચી રૂ. ૧ ભાર, જાયફળ રૂ. ૧ ભાર, મરી રૂ. ૧ ભાર, ને લવિંગ રૂ. ૧ ભાર, ખાંડી કપડછાણુ કરીને નાંખવાં ને પછી હલાવીને સેળભેળ કરી એક રસ કરવું.

જાંબુડાની અતર છાલનો રસ કાઢી ચીનાઈ માટીના પ્યાલામાં કે નાળીએરની કાચલીમાં રાખી, તેમાં રૂ. બે ભાર ફરાંસીનો ભૂકો નાખી, ખદખદવા દેવું, ને એક દહાડો રાખી મૂકયા પછી બીજે ને ત્રીજે દહાડે પણ તેમ જ કરવું. પછી સાત આઠ દહાડા ઝીણું ખળીને તડકે મૂકવું એટલે તેની ભસ્મ થયા પછી પા, પા, રૂપિયા ભારનાં આઠ પડીકાં કરવાં, ને દરેક પડીકામાં રૂપિયા ભાર ઘી મેળવીને ખાવું. ને ત્હેની ઉપર, બતાવેલું ચાસણીવાળું

---

* દવા ભય ભરેલી છે.

ચાટણ અધોલ અધોલ ખાવું. આવી રીતે આઠ દહાડા ખાધું હોય તો બરોળ મટે છે. પથ્ય—આમલી, તેલ, ને મરચું બીલકુલ ખાવું નહિ.

**દવા ૨ જી**—ગોળ જૂનો પૈસા ૪ ભાર, અને સુંઠ પૈસા ૪ ભાર, સુંઠને ઝીણી ખાંડી ગોળમાં આઠ સરખા વજનની ગોળીઓ કરી રોજ સવારમાં એકેક ખાવી.

**દવા ૩ જી**—આદુ શેર ૦ાા, અજમાણ* શેર ૦ા, ખડીયો ખાર રૂ. ૧ ભાર, સોનીને ઘેર જઈ ખડીયા ખારને ફુલાવી લાવવો. જાયફળ નંગ ૧, સિંધવ રૂ. ૧ ભાર, બાળ હર્ડેદળ, રૂ. ૧ ભાર, પિંપર રૂ. ૦ાા ભાર, સંચળ રૂ. ૧ ભાર, લવિંગ રૂ. ૦ાા ભાર, વરાગડું મીઠું રૂ. ૧ ભાર, શાહજીરું રૂ. ૦ાા ભાર, સુંઠ રૂ. ૧ ભાર, અર્ડુસાનાં સુકાં પાનાં રૂ. ૩ ભાર, આકડાના ફૂલની વચલી મીંજો સુકી રૂ. ૫ ભાર, રાતી ફટકડી રૂ. ૧ ભાર, સુરોખાર રૂ. ૦ાા ભાર, મરી રૂ. ૦ાા ભાર.

ઉપરની બધી વસ્તુઓને ખાંડીને કપડછાણ કરવું, પછી બહુ જાડો જોઇને થોર લાવવો, ને તેના કડકામાં કોચી, તેની અંદર ઉપર બતાવેલી વસ્તુઓનો ભૂકો દાબી દાબીને ભરવો, કદાપિ એક કડકાને ના માય તો બીજા કડકામાં ભરવો, પછી તેની ઉપર તેની જ ડાગલી—દાટો—મારી ભીનું કપડું વીંટાળવું, ને તેની ઉપર કાળી માટી—(કાળો કચરો—) ચોપડવી, એવી રીતે માટી ચોપડવી કે તેનો કોઈ પણ ભાગ ખુલ્લો રહી જાય નહિ, પછી ઢીંચણ સુધી ઉંડો, ને એક હાથ પહોળો ને એક હાથ લાંબો ખાડો ખોદી તેમાં અડાયાં છાણાં ભરવાં ને તેની અંદર પેલા કડકા મૂકી તેની ઉપર છાણાં મૂકવાં ને પછી સંધ્યાકાળ વખતે તેમાં દેવતા મૂકી સળગાવી દેવાં, ને બીજે દહાડે છાણાં હોલવાઈ જઈ ટાઢાં પડ્યાં હોય તે વખતે પેલા થોરના કડકા કાઢી તેની ઉપરનું કપડું તથા માટી કાઢી નાખી તેની અંદરની વસ્તુઓને ખળમાં ખૂબ ઝીણી ખળવી, ને બરોબર ખલાઈ રહે એટલે એક કાચના શીસામાં ભરી લેવી.

**ખાવાની રીત**—સવારમાં રૂ. ૦ા ભારને આસરે લેઇને ફાકી મારવી ને તેની ઉપર જો રીંગણાં (વંતાક) મળે તો રૂ. ૨ ભાર, કાચાં ને કાચાં ખાવાં

* અજમાણને ગૌમૂત્ર શેર ૧ માં રાંધી લેવી. ગૌમૂત્ર બધું બળી જાય, પણ અજમાણને હરકત આવે નહિ તેવી રીતે રાંધવી.

ને તરત રૂ. ૫ ભાર ગાયનું ઘી ચાટવું. કદાપિ રીંગણું ન મળે તો હરકત નહિ. પણ ઘી તો જરૂર ખાવું જોઇએ.

પથ્ય—મગની દાળ ને ઘહુંની રોટલી ખાવી, રોટલીમાં મીઠું નાખવાની જરૂર છે. તેમ તેને ઘી સાથે ખાવી જોઇએ. ઘી, પાચન થાય તેટલું ખાવાને હરકત નથી. તે વિના બીજું કાંઈ પણ ખાવું નહિ. મગની દાળમાં હળદર, મરીયાં ને મીઠું વિના બીજું કાંઈ નાખવું નહિ.

આવી રીતે દિન સાત, કે ચૌદ સૂધી ખાવું, ને ખાવાના દિવસ કરતાં બમણા દિવસ સૂધી કરી પાળવી.

આથી પેટમાંની બરોળ ઓગળી જઈ જોઇએ તેટલી રહેશે.

**દવા ૪ થી**—કાચ એળીયો રોજ ચણાપુર (ચણાના દાણા જેટલો) ગળે તો બરોળ મટે. કરી પાળવાની જરૂર નથી. ઝાડા-દસ્ત-ત્રણ કરતાં વધારે થાય તો ઓછો ગળવો.

**દવા ૫ મી**—કાચી એરંડા કાકડી-પપૈયા-ખાધાથી પણ બરોળ મટે છે.

### બરોળ તેમ પેટની ગાંઠ, તેમ પેટ ચઢયું હોય તે પણ મટે

**દવા ૬ ઠ્ઠી**—સાજીખાર, સંચળ, ફુલાવેલો ટંકણખાર, સિંધવ, વરાગડું મીઠું, ચિત્રાનું મૂળ, અજમો, સુંઠ, મરી, પિંપર, હરડેદળ, વાવડીંગ, નસોતર, ને વજ, એ રકમોને બરોબર સરખા વજનની લાવીને ખાંડી, ખળ કરવો, ને પછી ત્હેને થોરના દૂધના બે પટ દેવા (થોરનું દૂધ નાખી ખળવું, ને સૂકાય એટલે ફરી દૂધ નાખીને સુકાતા સૂધી ખળવું) પછી દરરોજ સવારમાં રૂ. ૦। ભાર ખાવું. બધી જાતની કરી પળાવવી.

**દવા ૭ મી**—લોઢાના વાસણમાં લીંબુ શેર પાંચનો રસ નાખવો, ને તેમાં લોઢાની સાત કડીઓ નાખી, ત્રણ દિવસ રહેવા દેવું, ને ચોથે દહાડે કાઢી કાચના વાસણમાં રહેવા દેઈ રોજ રૂ. ૧ ભાર પાવું. કરી દિન ૨૧ સૂધી પળાવવી, ઘઉંની મોળી થૂલી, તથા કોદરી ખવડાવવી.

**દવા ૮ મી**—રેવંચીની ખટાઈ વાલ ૬, એળીયો ટાંક ૪, હીરાબોળ વાલ ૪, શેરડીનો સરકો તોલા ૨॥, પાણી નવટાંક, આમાંથી-પહેલી ત્રણ રકમોને ખાંડી કપડછાણ કરી, સરકા તથા પાણીમાં મેળવવી, ને પછી તે

પાણી દિન બે કે ત્રણ સુધી પાવું, તેટલા વખતમાં બરોળ નરમ ન પડે તો દિન સાત સુધી લાગ લાગટ પાવું.

**દવા ૯ મી**—રાઈ ટાંક ૯ ને ગાયના મૂત્રમાં ખાંડીને નાખવી, ને સવારમાં દરરોજ બરોલ મટતા સુધી પીવું.

**દવા ૧૦ મી**—કડુ તોલા ૨, અજમોદ તોલો ૧, કાચ એળીયો તોલો ૧, કાળી જીરી તોલા ૫, આંબાહળદર તોલા ૫, એ બધાંને ખાંડી કપડછાણ કરી કુંવારના લાબરાના રસમાં ખળ કરવો, ને પછી ત્હેની લખોટી જેવડી ગોળીઓ વાળી સવાર સાંજ એકેકી ખાવી.

## ૧૧૩ સવારમાં બળખા–ગરફા–પડતા હોય તેનો ઉપાય

સાઠી ચોખાના લોટની આકડાના દૂધમાં ચણા પ્રમાણેની ગોળીઓ વાળી દિન ૭ કે ૨૧ સુધી એકેક ખાવી. કરી પાળવી.

## ૧૧૪ પેટના બધા રોગ ઉપર એક દવા

પિંપર ટાંક ૨, ચોપચીની ટાંક ૨, એ બેને ખાંડી કપડછાણ કરી મધમાં અળવાઈ કરીને દિન ૭ સુધી ખાધી હોય તો બધી જાતના રોગ જાય.

## ૧૧૫ બત્રીશ રોગ ઉપર એક દવા

માડી ગલોડી–ટેંડુરી–નાં પાનાં, તથા આમલીનાં છોડાં, એ બેને કલેઢામાં ભેગાં બાળીને રાખ કરવી, પછી નીચે લખેલા અનુપાન પ્રમાણે આપવી.

**૧ સન્નિપાત**—ઉપર નાગરવેલના પાનમાં, અથવા લવિંગ, કે એલાયચીમાં આપવી.

**૨ દમ ઉપર**—લસણ, ડુંગળી ( કાંદા ) અને અને આદાના રસમાં આપવી.

**૩ તાવ ઉપર**—ઇન્દ્રજવ તથા ધાણામાં આપવી.

**૪ ઉલટી–વામીટ**—પાણીમાં હીંગોરાનું મૂળ ઘસીને ત્હેમાં આપવી.

**૫ ઝાડા–દસ્ત–ઉપર**—અતિ વિષની કળી, સુવા તથા જાવંત્રીમાં આપવી.

**૬ ગર્ભવંતી**—હમેલદાર–સ્ત્રીને ધનુર ધાયું હોય અથવા કાંકણી થઈ હોય તે ઉપર–આદાનો રસ, લસણ, ડુંગળી, ને ગીલોડાના પાનાનાં રસમાં, કે દીવેલમાં આપી, કરી પળાવવી.

**૭ ચોથીયા તાવ ઉપર**—મરી તથા અલ્લુના પાનના રસમાં આપવી.

**૮ એકાંતરીયો તાવ**—કરોળીયાના પડમાં આપવી,

**૯ ટાઢીયો તાવ**—ચિત્રાના મૂળમાં.

**૧૦ રાતનો તાવ**—ગુંદીના મૂળના રસમાં.

ન્હાનાં બાળકોને ઉપરનો કોઈ રોગ થયો હોય તો નાગરવેલના પાનને ભરસાડમાં બાફીને તેમાં એલાયચી તથા દવા નાંખીને વાટીને પાવું.

## ૧૧૬ બંધ કોષની દવા

**દવા ૧ લી**—હીમજી હર્ડે રૂ. ૧ ભારને ઘીમાં તળવી, પછી ભારંગ રૂ. ૧ ભાર, ચનીકબાલા રૂ. ૧ ભાર, અજમોદ રૂ. ૧ ભાર, ધાણા રૂ. ૧ ભાર, પિંપરીમૂળ રૂ. ૧ ભાર, જીરું રૂ. ૧ ભાર, પિંપર રૂ. ૧ ભાર, વાવડીંગ રૂ. ૧ ભાર, ઇન્દ્રજવ રૂ. ૧ ભાર, મોચરસ રૂ. ૧ ભાર, ભૂરા કોળાનો ગર્ભ સુકો રૂ. ૧ ભાર, અને તજ રૂ. ૧ ભારને ખાંડી, કપડછાણ કરી ફાકી બનાવવી, પછી ચોખાના ધોવડાવણમાં રૂ. ના ભાર ખાવી.

**દવા ૨ જી**—શંખજીરું રૂ. ૧ ભાર, દહીંમાં નાખીને ખવડાવે તો મટે, અથવા ઉંધતું જીરું, ઘીમાં ખવડાવે તો આરામ થાય.

**દવા ૩ જી**—ભાંગ રૂ. ૨ાા ભાર, ને અફીણ વાલ બેની લીંબુના રસમાં ચણા જેવડી ગોળીઓ કરી સવાર સાંજ એકેક ખાવી.

## ૧૧૭ બદનો ઉપાય

**દવા ૧ લી**—બોર કેરી આથી હોય ત્હેમાંથી ગોટલો કાઢી નાખી છોતરાને બદ ઉપર બે ત્રણ દિવસ લાગલગાટ બાંધી રાખવું, એટલે બદ નરમ પડી બેસી જશે.

**દવા ૨ જી**—ઝેર કચોલું, સુંઠ, ભેંસા ગુગલ, એ બધું પાણીમાં ઘસીને બદ ઉપર ચોપડી સુકાવા દેવું તેથી બદ વેરાઈ જશે.

## ૧૧૮ કાનમાં બગાઇ પેઠી હોય ત્હેની દવા

કનકડીના પાનાંનો રસ કાનમાં મૂકયો હોય તો બગાઈ મરી જાય.

## ૧૧૯ બરાસ કપુર કરવાની રીત

કપૂર રૂ. ૩ ભાર, તથા ચીનીકબાલા રૂ. ૧ાા ભાર, એલચી રૂ. ૧ ભાર, એમને ખાંડીને ગોતું બાફવાના હાલ્લાની અંદર પ્યાલામાં મૂકીને બાફવું તો બરાસ જેવું થશે.

## ૧૨૦ ભૂખ લાગે તેવી દવા

**દવા ૧ લી**—પિપર પૈસા ૦। ભાર, ચિત્રા પૈસા ૦। ભાર, મ્હોટી હરડે પૈસા ૦। ભાર, અને લવિંગ પૈસા ૦। ભાર, એ ચારેને ખાંડી સરખા માપનાં ચાર પડીકાં કરવાં, ને એક પડીકું ઉના–ગરમ પાશેર પાણીમાં નાખી ઉકાળવું, ને નવટાંક પાણી રહે ત્યારે ઉતારી ટાઢું પડ્યા પછી પીવું.

### ભૂખ લાગે, તાવ જાય, અને વાયુને સમાવે તથા ચુંક મટે

**દવા ૨ જી**—પિપર પૈસા ૧।। ભાર, મરી પૈસા ૧।। ભાર, પીંપળી મૂળના ગંઠોડા પૈસા ૧।। ભાર, સુંઠ, જીરૂં, દાડમની છાલ, ને હીમજીહરડે, દોઢ દોઢ પૈસા ભાર, એ બધાંને ખાંડી, કપડછાણ કરી, ગોળ ૧૧ પૈસા ભારમાં સોપારી જેવડી ગોળીયો બનાવી ને દિન ૭ સુધી સવારમાં એકેક ખાવી.

### ભૂખ લાગે તેમ વાયુનો ગોળો પણ સમે

**દવા ૩ જી**—ફુલાવેલી હીંગ વાલ એકને, મધ પૈસા એક ભારમાં નાખી દિન ૧૪ સુધી ખાવું.

### ભૂખ લાગે, વાયુનો ગોળો સમે, ચુંક મટે તથા તમામ જાતના વાયુના રોગને મટાડે

**દવા ૪ થી**—સુંઠ પૈસા ૨ ભાર, પિપર પૈસા ૨ ભાર, મરી પૈસા ૧।। ભાર, અજમોદ પૈસા ૨ ભાર, અક્કલકરો પૈસા ૧ ભાર, પંચખાર પૈસા ૫ ભાર, પિપળીમૂળના ગંઠોડા પૈસા ૧ ભાર, લવિંગ પૈસા ૦।। ભાર, હીંગ પૈસા ૦।। ભાર, શંખભસ્મ પૈસા ૧।। ભાર.

ઉપરનાં વાનાં ઝીણાં ખાંડી કપડછાણ કરવું, ને પછી તેમાં શંખની ભસ્મ નાખવી, ને લીંબુના રસમાં ખળ કરવી, ને ચણોઆર બરોબર ગોળીઓ વાળવી, ને સાંજ સવાર એકેક ગોળી પાસી પાણી સાથે ખવડાવવી. માફક આવે તો એક ગોળી સાંજે વધારે ખાવી.

**દવા ૫ મી**—હરડેદલ ટાંક ૬, સિંધવ ટાંક ૨, ચિત્રા ટાંક ૩, પિપર ટાંક ૪, એ સર્વે ખાંડી કપડછાણ કરીને ફાકી બનાવવી ને રાતે સુતી વખતે તેમાંથી માફકસર ખાવી.

**દવા ૬ ઠ્ઠી**—નીમક–મીઠું, મ્હોટી હર્ડે, વાવડીંગ, સંચળ, સિંધવ, અજમોદ, મરી, પિંપર, જવખાર અને સુંઠ, એ સર્વે ચાર ચાર પૈસા ભાર. લેઇને, અને હીંગ પૈસા ૧ ભાર લેઇને (ફુલાવીને લેવી) ખૂબ ઝીણી ખાંડી કપડછાણ કરવું, ને સવારમાં હથેલી ભરીને ફાકી મારવી, તેથી ઘણો જ ફાયદો થઈ ભૂખ લાગે છે.

## અન્ન ઉપર અરુચિ થઈ હોય તેપર

**દવા ૭ મી**—સંચળ, કાળી દ્રાક્ષ, મરી, જીરું, શાજીરું, વરીઆળી, કોકમ અને દાડમના દાણા, એને સમ ભાગે લેઈ બધાંનું ચૂર્ણ કરી તેમાં મધ તથા ગોળ નાખીને ખાવું.

**દવા ૮ મી**—આદાના તથા લીંબુના રસમાં કાળી દ્રાક્ષ નાખીને ચોળવી, પછી જીરું તથા મરીયાંનો ભૂકો, સાકર, ને સિંધવ સમ ભાગે નાખી સ્વાદિષ્ટ કરીને ખાવું.

## ભૂખ લાગે તથા વાયુના ગોળાને સમાવે

**દવા ૯ મી**—સાકર પૈસા ૦ાા ભાર, ગાયનું ઘી પૈસા ૦ાા ભાર, બદામની મીંજ પૈસા ૨ ભાર, જાયફળ પૈસા ૧ા ભાર, ખસખસ પૈસા ૨ ભાર, પિંપળીમૂળના ગંઠોડા પૈસા ૪ ભાર, મરી પૈસા ૪ ભાર, સુંઠ પૈસા ૨ ભાર, આસન પૈસા ૪ ભાર, અજમો પૈસા ૪ ભાર, પિંપર પૈસા ૪ ભાર, કેસર પૈસા ૦ા ભાર, લવિંગ પૈસા ૦ાા ભાર, એલચી ૦ા ભાર એ બધાંને ખાંડી લોટ કરીને ચાળી નાખવું, પછી તેમાં મધ તથા ઘી નાખીને પૈસા ૧ ભારની ગોળીઓ વાળવી, ને દિન સાત સૂધી ખાવી. ખારું, ખાટું ખાવું નહિ.

## ૧૨૧ ભગંદરના ભયંકર રોગપર દવાઓ

**દવા ૧ લી**—બોરડીની લાખ, પિપળાની લાખ, પલાસ એટલે ખાખરાની લાખ, વિજયા એટલે ભાંગ, ઉંબરાની છાલ, ત્રિફળા, (હરડાં, બેહેડાં ને આંમળા)ને કારેલીનાં પાનાં સમ ભાગે લેઇ વાટીને ત્હેની લુગદી ભગંદરપર બાંધવી.

**દવા ૨ જી**—કેરીનો ચેપ–ચીક–ચોપડે તો મટે, તથા સર્પ–સાપ–ની કાંચળીને પાણીમાં ખૂબ ઝીણી વાટીને ચોપડે તો મટે, અને ઉંટનું લીલું હાડકું, પાણીમાં ઘસીને ચોપડવાથી આરામ થાય.

દવા ૩ જી—થોર તથા આકડાનું દૂધ એકઠું કરીને તેમાં દારુ હળદરની દીવેટ બોળી, ભગંદરના છિદ્રમાં ઘાલવાથી આરામ થાય છે.

દવા ૪ થી—પત્થરચટી, જે નદીમાં પત્થર ઉપર ઉગે છે. ત્હેને લાવીને સુકવવી, ને કોઇની છાયા પડવા દેવી નહિ, સુકવ્યા પછી તેનું જેટલું વજન છાંયામાં થાય તેટલી સાકર વાટીને તેમાં મેળવવી, ને તેનાં સરખા વજનનાં સાત પડીકાં કરવાં, (દોઢ દોઢ વાલનું પડીકું કરવું)ને વાસી પાણી સાથે ફાકીમારવી ને ઉપર ઘઉં, ઘી, તુવેરની દાળ ને ભાત ખાવા, બીજું કાંઈ ખાવું નહિ. કરી પાળવી.

## ભસ્મ ભાખરી કરવાની રીત

જે માણસને ડુંગરનું અથવા ઝાડીનું (પર્વતની તળેટીના જંગલનું) અથવા પાલનું પાણી લાગ્યું હોય ત્હેને આ નીચેની દવા ઉપયોગી છે.

અજમો પૈસા ૪ ભાર, સુંઠ પૈસા ૪ ભાર, ને મેથી પૈસા ૪ ભાર, એ બધાને ખૂબ ઝીણાં ખાંડીને વસ્ત્રે ચાળી લેવાં, ને પછી લીંબુના રસમાં તેની ભાખરી બનાવવી, ને બન્ને બાજુએ, એટલે ઉપર નીચે આકડાનાં પાનાં રાખીને તેને લોઢી-તવા-ઉપર. સેકવી, ને પછી ખાંડી ભૂકો કરીને રોજ સવારમાં એક પૈસા ભાર ખાવી.

## ૧૨૨ મુખપાકની દવાઓ

દવા ૧ લી—જેઠીમધ, ચીનીકબાલા, એલચી, હીરાદખણ, તપકીર,* એરસાલ, બાવળની પાલી, (બાવળનાં થતાં કુળાં પાનાં) એ બધી વસ્તુઓને સરખા વજનમાં લેઇને ખાંડવી, ને તેમાં સાકર નાખીને જીભે ઘસવું તેથી મુખપાક મટશે.

દવા ૨ જી—ટંકણખાર ટાંક ૨, એલચી ટાંક ૧, વડનાં પાનાં સુકાં ટાંક ૨. ખાખરાનાં પાનાં સુકાં ટાંક ૨ એ બધાંને વાટી ઝીણો ભૂકો કરી, તેમાંથી થોડો થોડો ભાગ મોંમાં રાખવાથી મટશે.

દવા ૩ જી—કાથો ટાંક ૨, ફુલાવેલી ફટકડી ટાંક ૧, એ બંનેને ખાંડી ભૂકો કરીને મ્હોંમાં રાખવો.

---

* ગાંધીની દુકાને મળે છે તે.

## ૧૨૩ મૂઝારાની દવાઓ

**દવા ૧ લી**—ફુલાવેલી ફટકડી તથા સુરોખાર એ બેને સમ ભાગે લેઈ ખાંડીને મધ સાથે જીભ ઉપર ચોપડવું, ને મ્હોં ગળતું રાખવું.

**દવા ૨ જી**—ગધેડાનાં લીંડાં લાવી પાણીમાં ઘોળીને પાણી ગળી નાખવું, ને પછી તે પાણી દર્દીને પાવું.

**દવા ૩ જી**—કરચલાને ઘસીને તે માણસને પાવું, તેમ જીભ ઉપર ચોપડી મ્હોં ગળતું રાખવું.*

## મૂત્રકચ્છના રોગની દવાઓ

**દવા ૧ લી**—એલચી, પાષાણભેદ, શિલાજીત, અને કપૂર, સમ ભાગે લેઈ સાઠી ચોખાના પાણી સાથે પીવું.

**દવા ૨ જી**—પંચાંગ ગોખરુને (મૂળ, થડ, પાનાં, ફૂલ ને ફળ સાથે હર કોઈ છોડને પંચાંગ કહે છે) પાણીમાં ઉકાળી, તેમાં સાકર નાખી રોજ પીવું.

**દવા ૩ જી**—માંખોની હગાર, તથા કેળનો ગર્ભ વાટીને પેડુએ લેપ કરવો.

**દવા ૪ થી**—ચીનીકબાલા નવટાંક, અને સાકર અધોલ એ બેને વાટીને સાત સરખા ભાગ કરવા, ને રોજ સવારમાં એક ભાગ ખાવો.

## ૧૨૪ મીઠાનો અને સાકરનો પાલો કરવાની રીત

પાશેર મીઠું, પૈસા ભાર ધોળી મુશળી, ને સાકર પણ પૈસા ભાર, એ ત્રણે એકઠું કરવાથી સાકરનો તથા મીઠાનો પાલો થશે.

## ૧૨૫ મ્હોઢાની દુર્ગંધ જવાની દવા

**દવા ૧ લી**—કસ્તુરી તથા બીજોરાની છાલ મ્હોંમાં રાખવાથી મ્હોં વાસ મારતું મટે.

**દવા ૨ જી**—અગર અને લવિંગને ખાંડી લોટ જેવું કરી રોજ કેટલાક દિવસ સુધી દાંતે ઘસે તો મ્હોં ગંધાતું મટે.

## ૧૨૬ મ્હોં આવ્યું હોય

**દવા ૧ લી**—સોનાગેરુ, એલચી, કાથો અને ઇન્દ્રજવ, એ ચાર રકમોને સમ ભાગે લેઈ ખાંડી, કપડછાણ કરી મ્હોંમાં ચોપડવું.

---

* માંસાહારી માટે આ દવા લખી છે. કરચલા પ્રાણી છે.

**દવા ૨ જી**—કસ્તુરી, વાંસ કપુર, એ બંને ચીજોને સમ ભાગે લેઇને ખાંડી, કપડછાણ કરવું, ને પછી તેનો ભૂકો મ્હોંમાં ભભરાવી, મ્હોં નીચું નીતરતું રાખવું.

**દવા ૩ જી**—સરકા અને ગુલાબજળના કોગળા કરવાથી પણ મટે.

**દવા ૪ થી**—જીરાને ખાંડી તેના પાણીમાં રતાંદલી ઘસી તેમાં એલચી તથા ફુલાવેલી ફટકડી ખાંડીને નાખવી, ને તેના કોગળા કરવા.

**દવા ૫ મી**—બાવળ તથા જાંબુડાના ઝાડની અંતર છાલનો ઉકાળો કરી તેમાં ફુલાવેલી ફટકડી નાંખી કોગળા કરવા.

## ૧૨૭ મોંમાંથી લોહી નીકળતું હોય

અર્ડુસો રાતો રૂ. ૧ ભાર, મધ શેર ૦ા એ બેને એકઠું કરી સવારમાં પાવું.

## મૂર્છા વિકાર

**દવા ૧ લી**—આકડાનું મૂળ પાણીમાં ઘસીને પાય તો મૂર્છા વિકાર મટે. (ખૂબ જોરમાં ઉલટી થશે).

## ૧૨૮ મૂર્છા તથા ચુંક પણ મટે

**દવા ૨ જી**—કોલમનો ભૂકો રૂ. ૦ા ભાર, સુંઠનો ભૂકો રૂ. ૦ા ભાર, મરી રૂ. ૦ા ભાર, અને એ ત્રણ જણસોને મધમાં મેળવીને આપવી.

**દવા ૩ જી**—સુંઠ રૂ. ૦ા ભાર, સંચળ રૂ. ૦ા ભાર, સિંધવ રૂ. ૨ ભાર, મરી રૂ. ૦ા ભાર, ને પિપર રૂ. ૦ા ભાર. એ બધાંને ખાંડી બે સરખા ભાગ કરવા, ને તેમાંનો એક ભાગ મધ મેળવીને ચટાડવો. ને ઉપર ગરમ પાણી, કે ફુદીનાનો રસ પાવો. એક ભાગથી ન મટે તો બીજે દહાડે બીજો ભાગ આપવો.

**દવા ૪ થી**—દ્રાક્ષ, ગળો, સુંઠ, દીવેલાનું મૂળ, પીપરી મૂળના ગંઠોડા એને સમ ભાગે લેઈ ઉકાળો કરવો, ને તેમાં પિપર તથા મધ નાખીને પાવો.

**દવા ૫ મી**—ધમાસાનો ઉકાળો કરી તેમાં ઘી નાખીને પાવો.

**દવા ૬ ઠ્ઠી**—નવસાર તથા કળી ચૂનો; એક શીશીમાં ભરી મ્હોં બંધ કરવું, ને પછી ઉઘાડીને સુંઘાડવું.

**દવા ૭ મી**—એલચીના કણ ૪, તથા લસણની કળીઓ ૪ ભેગી વાસી પાણીમાં વાટીને પાવું.

## ૧૨૯ માથામાં જુઓ પડી હોય તેની દવા

ચણાને છાશમાં પલાળી રાખી, બહુ નરમ થઈ ગયા પછી માથામાં ખૂબ ઘસવા, તેથી જુઓ તથા ઉંદરી મટશે.

### માથું દુખતું હોય

લોબાન તથા સુરાખારને સુખેડ-(ચંદન) સાથે ઘસીને માથે ચોપડવાથી માથું ઉતરે છે.

### માથે વેગ થતા હોય

ગાયનું મૂતર શેર ૦ા તથા તેલ શેર ૦ા એ બેમાં વાવડંગ, સાજીખાર, ને હીંગ સમ ભાગે લેઇ ભૂકો કરીને નાખવાં, ને ઉકાળી ટાઢું પડ્યા પછી તેનાં ટીપાં નાકમાં મૂકવાથી આરામ થાય.

### માથામાં માંખણ ઉતારવાની ક્રિયા

**ક્રિયા ૧ લી**—ભેંસા રાઠીડીના પાનાના રસમાં સુરોખાર વાટીને નાખવો, ને પછી માથા ઉપર ચોપડવું, ને પછી માથા ઉપર માંખણ મેલવું, ને ઉપર કેળનું પાનું મૂકી પાટો બાંધવો.

**ક્રિયા ૨ જી**—મીઠી ગલોડી-ટીંડોરી-ના પાનાંમાં મીઠું નાખી, રસ કાઢવો, ને માથે ચોપડ્યા પછી માખણ ચોપડવું.

**ક્રિયા ૩ જી**—વાંઝ ગલોડી (વાંઝણી ગલોડી)નો રસ માથે ચોપડી તેની ઉપર સોનાગેરુના કુંડામાં માખણ નાખીને માથે ઉંધું પાડવું, ને ઉપર કેળનું પાનું મૂકીને પાટો બાંધવો.

## ૧૩૦ મેદપાકની દવા

એલચી પૈસા ૦ા ભાર, લોદર પૈસા ૦ા ભાર, વરીઆળી પૈસા ૦ા ભાર, આંબળાં પૈસા ૦ા ભાર, એ બધાંને ખળમાં બારીક ખળીને ચાળવું, ને તેમાં મધ તથા સાકર નાખીને તાળવે, આંગળીવતી ચોપડવું, ને મોં ગળતું-નીચું-રાખવું.

## ૧૩૧ પાઠા તથા પ્લેગની ગાંઠ ઉપરનો મલમ કરવાની રીત

સિંદુર શેર ૦ા તેલ શેર ૦ાાા, કલાઈ સપેતો નાસરી ૧ ભાર, બોદારશીંગ નાસરી ૦ા ભાર, મનસીલ દમડી ૨ ભાર, રાલ નાસરી ૦ા ભાર, મીણ પૈસા ૧ા ભાર, મોરથુથુ નાસરી ૦ા ભાર, હીંગળોક નાસરી ૦ા ભાર, કાચબાનાં

ફૂલ* પૈસા ૦ાા ભાર, સાપનાં ફૂલ પૈસા ૦। ભાર, ને માણુસનાં ફૂલ પૈસા ૦ાા ભાર.

બધી જણુસોને ખાંડી, કપડછાણુ કરવી, ને તેલમાં સીંદુર, મીણુ, તથા ઉપરની ખાંડેલી વસ્તુઓ નાખી ઉકાળ ઉકાળ કરવું, ને મલમ જેવું જાડું થાય ત્યારે ઉતારી લઈ, તે પાઠા તથા પ્લેગની ગાંઠ ઉપર ચોપડવું.

દવામાં સાપનાં ફુલ આવવાથી ઉકળતી વખતે ધુમાડો મોં તરફ આવવા દેવો નહિ, તેની પાસે જ બેસવું નહિ. દૂર રહીને જોવું.

## ૧૩૨ મબારખીની દવા

**દવા ૧ લી**—કરીઆતું ટાંક ૧, માખી-માખની હગાર ટાંક ૧, મરી ટાંક ૧, એ ત્રણેને એકઠાં ખાંડીને તેના વજન બરોબર તેમાં ગોળ નાખી તેની સરખા માપની ૧૪ ગોળીઓ વાળવી, ને દિન ૭ સૂધી સવાર સાંજ એકેક ખાવી.

**દવા ૨ જી**—તારાએમન† ટાંક ૨, મરી ટાંક ૨, પિંપર ટાંક ૨, કરીઆતાની પાંદડી ટાંક ૨, એ બધું ઝીણું ખાંડી કપડછાણુ કરી ગોળમાં ગોળીઓ ટાંક ૨ ભાર પ્રમાણેની કરી દિન પાંચ સૂધી ખાવી.

**દવા ૩ જી**—સુરોખાર ટાંક ૧; મરી ટાંક ૧, હળદર ટાંક ૧, લીંબુનો રસ ટાંક ૨ાા લેઇને ત્હેની સાથે ચાટે તો મટે.

**દવા ૪ થી**—ફુદેડી (કાંટાંની વાડ ઉપર વેલો થાય છે તે)ના પાનાં ચોળીને તેનો રસ ટાંક ૧, કાઢી ગોળ ટાંક ૨ાા સાથે મેળવીને ખાવાથી આરામ થાય.

## ૧૩૩ શરીરપર મસા થયા હોય

**દવા ૧ લી**—પાપડીયોખારો (સંચોરો) દેવતામાં ફુલાવી ધોળો થાય ત્યારે તેટલા જ વજનનો તેમાં કળી ચૂનો મેળવીને બેના વજનના ત્રીજા હીસ્સા બરોબર ડુંગળી-પ્યાજ ભેગી મેળવીને ખાંડી ખળ કરી મસા ઉપર ચોપડવું તેથી મસા જડમૂળમાંથી જશે.

---

* હાડકાની ઝીણી કરચો. † ફારસી શબ્દ છે.

**દવા ૨ જી**—નીમક–મીઠું તથા કુવાનું પાણી એ બેઉને મેળવીને ચોપડવાથી પણ મસાની જડ કપાય છે.

## ૧૩૪ મરકીની દવા

આમલી ૯ ભાગ, ભીલામું ૮ ભાગ, એ બે એકઠું કરી ઘોળી ડુંગળીના રસમાં મેળવી, લુગડાથી ગાળી લીધા પછી તે રસ પાવો, એથી ઉલટીને ઝાડો મટે છે.

## ૧૩૫ મેથી ખારવાની રીત

તપેલામાં પાણી રેડીને ત્હેમાં શેર એક મેથીને બે ત્રણ દહાડા સુધી ડુબાવી રાખવી, પછી ચોથે દહાડે પાણી કાઢી નાખી શેરે દોઢ પાશેર લેખે મીઠું નાખી ફરીને પાણીમાં ૭ સાત દહાડા સૂધી ડુબાવી રાખવી, પછી કાઢી લેઇને તડકામાં છૂટી છૂટી ત્રણ દહાડા સૂધી સુકવવી, ને રોજ તેમાં હાથ ફેરવતા જવું કે તે બંધાઈ જાય નહિ. એમ કરવાથી તે અસલ જેવી થશે, પછી ત્હેને પેણામાં ધાણી પેઠે સેકવી, ને તે વખતે તેમાં મરચાંનો ભુકો નાખવો, કે જેથી કંઇક તીખાસ લાગી સ્વાદમાં સારી લાગે.

## ૧૩૬ મગજમાંથી નાકવાટે લોહી, અથવા કીડા પડતા હોય

મોરથુથુ, વાંસ લોચન, નાગરમોથ, મેદાલકડી, અને જળ ભાંગરો, એ બધી વસ્તુઓ અર્ધાં અર્ધાં રૂપિયા ભાર લેઈ ખૂબ ઝીણી ખાંડીને કપડે ચાળી લેવી.

પછી કાચી ધાણીનું અર્ધશેર સરસીયું તેલ લેઈ ત્હેમાં ઉપરની જણસો નાખી ઉકાળીને તેનાં બે ત્રણ ટીપાં કાનમાં મૂકવાં.

## ૧૩૭ યોગરાજ ગુગલ કરવાની ક્રિયા

સંધીવા ઉપર કામ લાગે છે.

ભેંસા ગુગલ પૈસા ૨ ભાર, રાઈ પૈસા ૧ ભાર, માલકાંકણી પૈસા ૧ ભાર, પિપર પૈસા ૧ ભાર, અજમો પૈસા ૧ ભાર, લવિંગ પૈસા ૧ ભાર, નાગકેસર પૈસા ૧ ભાર, સેકટાનાં બીજ પૈસા ૧ ભાર, સરસના ઝાડનાં બીજ પૈસા ૧ ભાર, સરસવ પૈસા ૧ ભાર, નગોડનાં બીજ પૈસા ૧ ભાર.

ખારેકો શેર ૦ાા લાવી ત્હેમાંનાં ઠળીયા કાઢી નાખવાં, તે પછી તેમાં ઉપરનાં વસાણાં ખાંડી, કપડછાણુ કરીને ભરવાં, ને તેલ શેર એકમાં ખારેકોને તળી કાઢવી, ને પછી ખારેકો ખાવાના કામમાં લેવી. (કેટલી ખાવી તે કોઈ વૈદ્યને પૂછી જોવું, તેલ, સંધીવા વાળી જગોએ ચોપડવું.

## ૧૩૮ રૂપુ બનાવવાની ક્રિયા*

જસોતનો ખીલો, કંટાળા થોરમાં ૭ માસ સુધી ખોસી રાખે તો તેનું રૂપું થાય.

## ૧૩૯ રક્ત પ્રકોપ–લોહીનું ગરમ થઈ જવું

કેરના છોડની કુપળો, મધમાં ખાવાથી રક્તપ્રકોપ મટે.

દવા ૨ જી—બીયા બોલ, ખાંડમાં નાખી પાણીમાં પીવાથી મટે.

## ૧૪૦ રસ કુટની ગોળી બનાવવાની રીત

હીમજી હર્ડેદળ શેર ૦ા, ફુલાવેલું મોરથુથુ પૈસા ૪ ભાર, લીંબુ નંગ ૧૦૦ નો રસ, પ્રથમની બે દવાઓને ખાંડી ખળ કરી, લીંબુના રસમાં ચણીબોર જેવડી ગોળીઓ બાંધવી. ને દિન ૧૪ સૂધી પાણી સાથે ખાવી. પથ્ય–ખારું, ખાટું, તેમ હીંગ મરચું ખાવું નહિ.

## રસકુટની ગોળીઓનો ઉપયોગ ને બનાવવાની રીત ૨ જી

રસ કપુર પૈસા ૦ાા ભાર, ઘઉંનો લોટ શેર ૦ાા, ઘઉંના લોટમાં પાણી રેડી બીલી જેવડો ગોળ લાડુ કરી ત્હેમાં રસકપુર ઘાલવું, તે ઉપર કપરમીટ (ભીનું કપડું વીંટી ઉપર ગોરમટી ચોપડવી) કરી અડાયાં છાંણાની આંચ દેવી, ને સારી રીતે ચઢે ત્યારે કાઢી લેઈ ખળ કરવો; તે ખળતી વખતે તેમાં લવિંગ નંગ ૧૪ નાખવાં, તેમ લવિંગ ૨૧ ને નાગરવેલના પાન ૧૪ માં વાટીને નાંખવું ને તે બધું એકઠું ખળ્યા પછી ચણીબોર જેવડી ગોળીઓ વાળવી, ને દિન ૧૪ સૂધી એકેક ગોળી રસફુટના ધણીને ખીચડી ને ઘી સાથે

---

* આ ક્રિયા ફક્ત રમુજ ખાતર લખી છે. કરી જોઈ નથી. પણ તેમ કરતાં ભાગ્યે જ જસતનું રૂપું થતું હોય!

ખવડાવવી. પથ્ય-હીંગ, મરચું, તેલ, ને ખાટું ખાવું નહિ. ખાય તો મરવા વખત આવે. કેમકે રસકપુર જાતે ઘણી ભયભરેલી ચીજ છે.*

## ૧૪૧ રક્તપિત્તની દવાઓ

**દવા ૧ લી**—સાપની કાંચળી માસા ૨, ખજુર સાથે ખાય તો જલદી આરામ થાય. (કાંચળી ખાવી એ જોખમભર્યું, તેમ ગ્લાનિ કરે તેવું છે)

**દવા ૨ જી**—રક્તપિત્તનાં ચાંદાં પગની નીચે થયાં હોય તો તેની દવા.

હળદર માસા ૧૦, પારો માસા ૫, ગાયનું ઘી માસા ૩૦ એ બધાને ચાર પ્હોર ખળ કરી વિલાયતી રેસાને ચોપડી ચાંદાં ઉપર મૂકે, ને ઉપર કાળા મલમની પટી મારે તો મટે.

## ૧૪૨ લોહી વાની દવાઓ—(સ્ત્રીઓને લોહી વા થાય છે ત્હેની)

**દવા ૧ લી**—પટણી લોદર, કડીયાનાં† ઝાડનો ગુંદર, ગેરુ, અને પીપળી-મૂળના ગંઠોડા એ ત્રણે એકેક પૈસા ભાર, અને સાકર પણ પૈસા ભાર, એ બધું ખાંડી કપડછાણ કરી દૂધ સાથે દિન ૧૪ સૂધી ફાકે તો આરામ થાય. (દૂધ, ગાયનું કે, ભેંસનું જેનું મળે ત્હેનું લેવા હરકત નથી.)

**દવા ૨ જી**—સ્ત્રીને બારે માસ લોહી વહ્યા કરતું હોય.

સુખેડ-ચંદન, સુંઠ, ને સુગન્ધી વાળો, એ દરેક વસ્તુ ચાર ચાર ટાંક લેઈ ખાંડીને ખળમાં ખલવાં, ને મધ સાથે રોજ પૈસા પૈસા ભાર દિન સાત સૂધી ચટાડવું.

**દવા ૩ જી**—દ્રાક્ષ, મધ, ગડુ, એલચી, ને લવિંગ, એમાંથી દ્રાક્ષ ગડુ, એલચી અને લવિંગને સમ ભાગે લેઇને ખાંડવાં, ને તેમાં સમ ભાગે દ્રાક્ષ નાખી, બીજોરાનો રસ મેળવવો, ને રોજ સવારમાં અર્ધા રૂપિયા ભાર ખાવું.

**દવા ૪ થી**—પિત્તપાપડાને ઉકાળી, તેમાં મધ નાખીને સ્ત્રીને પાવું. તેથી લોહી વિકાર મટી **ગર્ભાધાન થશે.**

---

* દવા ભયંકર છે માટે અનુભવી વૈદ્યની સલાહ લીધા પછીથી જ કરવી. † પહાડોમાં ને તેની તલેટીઓમાં આ ઝાડ તદ્દન ધોળા રંગનું થાય છે, ને તેના ગુંદરમાં ચીકાસ હોતી નથી. ઘણું કરીને રંગ ધોળો હોય છે.

**દવા ૫ મી—**મહુડાંને ઘીમાં તળી, સાકર નાખીને દિન ૧૪ સુધી ખાવાં.

**દવા ૬ ઠ્ઠી—**સોનાગેરૂ પૈસા ૧׀׀ ભાર, અને સુરોખાર પૈસા ૧׀׀ ભાર એકઠાં કરી, ખાંડીને કપડછાણ કરવું ને સરખા વજનનાં ૧૪ પડીકાં કરી રોજ એક પડીકું, દૂધ શેર એકમાં, સાકર પૈસા બે ભાર મેળવીને ખાવું.

**દવા ૭ મી—**આસોતરા-ઝેઝી-નાં મૂળીયાં શેર ૧, ને પાણી શેર ૨૦ માં નાખીને ઉકાળવાં, ને બળતાં બળતાં અર્ધ શેર પાણી રહે ત્યારે ઊતારી લેઈ તેમાં સાકર પૈસા ચાર ભાર નાંખીને પીવું. આ પ્રમાણે દિન ૧૪ સૂધી કરવું.

**દવા ૮ મી—**આસોતરાનાં ભોંયમાંથી મૂળીયાં કાઢી, છાલ સાથે શેર ૧׀׀ લાવવાં, ને તેમને ધોઈ નાખી સાત સરખા ભાગ કરવા, પછી પાણી શેર ૫ માં એક ભાગ નાખીને ઉકાળવું, ને પાશેર પાણી રહે ત્યારે ઉતારીને તેમાં ખાંડ ટાંક ૧ ભાર નાખીને પાવું. આવી રીતે સાતે પડીકાં પાઈ દેવાં.

**દવા ૯ મી—**ચીનાઈ કાચનો વાડકો ભાગેલો હોય, તેને બહુ ઝીણો ખાંડવો, ને લુગડાથી ચાળી નાખવો, પછી ત્હેના પૈસા ०׀׀ ભાર ભૂકામાં પૈસા ०׀׀ ભાર ખાંડ મેળવી વાસી પાણી સાથે દિન સાત સૂધી ફાકવું.

**દવા ૧૦ મી—**ગોપીચન્દન રોજ રૂ. ૧ ભાર, સવારમાં વહેલા ઉઠીને ફાકવું. ને તેની ઉપર દિવસ સાત સૂધી દ્રાક્ષ રૂ. ૨ ભાર, પાણીમાં ધોળીને પીવી.

**દવા ૧૧ મી—**ધાવડીનાં ફૂલ, માયાં, અને પડવાસા, એને સમ ભાગે લેઈ વાટીને બકરીના દૂધમાં સાત પટ દેવા, પછી તેની ફાકી રૂ. ૧ ભારની કરીને ખવડાવવી. કરી પાળવી.

**દવા ૧૨ મી—**બકરીના દૂધમાં સાત દિવસ સૂધી ઘઉંનો સપેતો નાખીને પાવો. અથવા તેથી ના મટે તો સીમળાનો ગુંદર લાવી તેને બકરીના દૂધના સાત પટ દેઈ પછી ફાકી કરીને ફકાવવી.

**દવા ૧૩ મી—**હરસ પણ મટે.

દૂધેલીના મૂળને, બકરીના દૂધમાં ઘસીને દિન સાત સૂધી પાવું. **હરસ પણ મટે.**

**દવા ૧૪ મી**—ફુલાવેલી ફટકડી રૂ. ૧।। ભાર, અને આસોપાલવની અંતરછાલ રૂ. ૪ ભાર, એ બેને ખાંડીને ફાકી કરવી, ને દિવસ સાત સુધી ખવડાવવી.

**દવા ૧૫ મી**—સિંધણ (ખજુરી)ના મૂળીયા પાશેરમાં મીઠું રૂ. ૧ ભાર નાખીને સારું વાટવું, ને પેઢુ ઉપર મૂકી પાટો બાંધવો.

**દવા ૧૬ મી**—ઉંદરની લીંડીઓ રૂ. ૩ ભાર, મરી રૂ. ૦।। ભાર અને સોનાગેરુ રૂ. ૦। ભારને ખાંડી કપડછાણ કરી, સરખા વજનની સાત ગોળીઓ કરીને રોજ એકેક ખાવી.

**દવા ૧૭ મી**—લોદર, મેંદીનાં બી, અને સાકરને સમ ભાગે લેઈ ખાંડીને દિવસમાં ત્રણ વાર ફાકી મરાવવી.

**દવા ૧૮ મી**—આંબાની કુંપળો સવારમાં ત્રણ ચાર વાર ખાય તો બૈરાંને લોહીવા મટે.

**દવા ૧૯ મી**—કાંસકીનાં ફૂલ, તલનાં ફૂલ, અને સાકરને સરખા વજનમાં લેઈ ખાંડીને દિવસમાં તેની ત્રણ વાર ફાકી મરાવવી. આ પ્રમાણે સાત દિવસ સૂધી કરવું.

**દવા ૨૦ મી**—આસોપાલવની અંતરછાલ રૂ. ૪ ભાર, તથા ફુલાવેલી ફટકડી રૂ ૧ ભાર લેઇને ખાંડવી, ને તેની રોજ ફાકી મારવી.

**દવા ૨૧ મી**—દાડમડીના પાનના રસમાં મધ રૂ. ૦।। ભાર નાખીને પીએ તો મટે.

**દવા ૨૨ મી**—કપાસનાં પાંદડાંને વાટી રસ પીએ તો મટે.

## ૧૪૩ લોહ ભસ્મ કરવાની રીત

ખરું લોઢું એટલે ફરાંસી રૂ. ૧ ભાર લાવીને લુહાર પાસે, રતેડાથી ત્હેની ઝીણી રેતી-કાંકરી-કરાવવી, ને કાચલી અથવા ચીનાઈ માટીના પ્યાલામાં ત્હેને ગળજીભીના પાનાના રસમાં ભીંજવવી, ને ત્રણેક દહાડા પછી તડકે ને ઝાકળે ચૌદ દિવસ સૂધી રાખવી, તેથી લોહ ચૂર મટીને લોહ ભસ્મ થશે. તેને ગોળમાં રતી ૧ ભાર ખવડાવ્યાથી પેટમાંની ગાંઠ ઓગળી જાય છે.

## ૧૪૪ લોહીને સમાવે એવો કવાથ

**દવા ૧ લી**—સુવા પૈસા ૧1 ભાર, સુંઠ પૈસા ૧1 ભાર, મેથી પૈસા ૧1 ભાર, મોથ પૈસા ૧1 ભાર, નાગરવેલનાં પાન રૂ. ૧1 ભાર, એને ખાંડી ત્રણ સરખા વજનની પડીકીઓ કરવી, ને પાણી શેર બે માં એક પડીકી નાખી, ઉકાળવી, ને પાશેર પાણી રહે ત્યારે પીવું.

**દવા ૨ જી**—સુંઠ પૈસા ૪ ભારને ઘીમાં સેકવી, પછી ખાંડીને તેમાં ખાંડ પૈસા ૪ ભાર મેળવી દિન ૧૪ સુધી ફાકી મારીએ તો લોહી સમે.

## ૧૪૫ આખા શરીરે લોહ્ય બળ્યા કરતી હોય

કલથ રસ પળી ૨, ને ઘી પળી ૨ માં સિંધવ ટાંક ૭ નાંખીને પાવાથી મટે.

## માણસને લહેર-લહેરાં-આવી ગયાં હોય તો

ફુદેડનાં પાનાં ચવડાવ્યાથી લહેર મટે.

## લસણાદિ ગોળી કરવાની રીત

લસણ શેર ०।, સુંઠ, પિપર, મરી, જીરું, સિંધવ, આમળસારો ગંધક, ફુલાવેલી હીંગ, સંચળ, નાગકેસર, અને ચિત્રાની છાલ, એ દરેક વસ્તુ, એકેક પૈસા ભાર લેઈ ખાંડીને કપડછાણ કરવું.

લસણની કળીઓને ગાયની છાસમાં દિન બે સુધી પલાળી મુકવી, ત્યાર પછી તડકે સુકવવી. સુકાયા પછી તેનો અને ગંધકનો ભેગો ખળમાં નાખીને ખળ કરવો, ને પછી તેમાં ઉપરની જણસોનું ચૂરણ ભેળવવું, ને પછી લીંબુનો રસ નાખી સોપારી જેવડી ગોળીઓ વાળવી.

**ઉપયોગ**—તેનાથી મૂર્છાવિકાર મટે, ચુંક બેસી જાય, પેટમાં વાયુનો ગોળો ચઢ્યો હોય તે બેસી જાય, માણસને ફેર આવતા હોય તે મટે તેમ ભૂખ લાગે.

## ૧૪૬ વાળા નીકળ્યા હોય ત્હેની દવાઓ

**દવા ૧ લી**—બકરીની લીંડીઓ અને અજમાને સમ ભાગે લેઈ, છોકરાના મૂતરમાં ઝીણી વાટી, વાળા ઉપર ચોપડવાથી, વાળો જીવતો ને જીવતો નીકળી જશે.

**દવા ૨ જી**—મોરથુથુ પૈસા ૧ ભાર, રાઈ પૈસા ૩ ભાર, કળીચૂનો પૈસા ૧ ભાર, મરઘીની હગાર પૈસા ૧ ભાર, ડુંગળી-પ્યાજ-નો ગાંઠીઓ આસરે લીંબુ જેવડો એક, ને લસણુની કળીઓ પૈસા ૧ ભાર.

એ બધી વસ્તુઓને ઝીણી ખાંડીને તેમાં પાણી રેડવું, ને પછી આંગળીએ ચોપડી વાળાને મારવી, તેથી વાળો ખરી પડશે.

**દવા ૩ જી**—દૂધ શેર ૩ (ગાયનું કે ભેંસનું, ગમે તેનું) લાવીને તેમાં સુરેખાર રૂ. ૧ ભાર ખાંડીને નાખવો, ને પછી તેને જમાવવું, ને પછી પીવું. તેથી ઇન્દ્રિનો જુલાબ થઇને વાળો મટી જશે.

**દવા ૪ થી**—બાવળની પાલી રૂ. ૦ા ભાર, તથા શંખજીરું રૂ. ૦ા ભાર એ બેને વાટીને ફાકી મરાવવી.

**દવા ૫ મી**—ગળીનાં પાંદડાના રસમાં સીકાતરીયો એળીયો, ઘોળીને પાય તો વાળાનો, રોગ જડમૂળથી જાય, ને ફરીથી થાય પણ નહિ.

**દવા ૬ ઠ્ઠી**—પગમાં વાળ્યો નીકળ્યો હોય તો.

હીંગ પૈસા ૧ ભારને, બે વખત થઇને ખાવી. તેથી વાળો, દુઃખ કરશે નહિ. જે માણસ, હંમેશાં ઘણી હીંગ ખાય છે ત્હેને વાળાનું દરદ થતું નથી.

**દવા ૭ મી**—સુરેખાર રૂ ૦ા ભાર, નાગરવેલના પાનમાં ખાય તો વાળો, પાણી થઇને ઝરી જાય.

**દવા ૮ મી**—ચિત્રાનું મૂળ ઘસીને વાળા ઉપર ચોપડવું.

**દવા ૯ મી**—ગળોના પાનના ત્રણ દહાડા સુધી ત્રણ ત્રણ પાટા બાંધે તો મટે.

## ૧૪૭ વીસ્ફોટકની દવાઓ

**દવા ૧ લી**—શરીર ઉપર વિસ્ફોટકના કોદરી કોદરી જેવા દાણા નીકળ્યા હોય ત્હેની દવા.

બે ભાગ સોનામુખી, અને એક ભાગ ઘોળાં મરીને પાણીમાં ખૂબ ઝીણાં વાટીને લેપ કરવો.

**દવા ૨ જી**—અજમોદ, જૂનો ગોળ, શુદ્ધ કરેલો હીંગળો, અક્કલકરો, ને મરી એને સમ ભાગે લેઈ, ખૂબ ઝીણાં ખાંડી, કપડછાણ કરવાં,

ને પછી ગોળમાં ત્હેની સોપારી જેવડી ગોળીઓ વાળી, સાંજ સવાર એકેક ખાવી, સાત દિવસ સુધી ખાધાથી આરામ થશે. પથ્ય—ગોળીઓ ખાતાં સુધી, એટલે સાત દિવસ સુધી દૂધને ભાત ખાવા, તે વિના બીજું કાંઈ ખાવું નહિ. તેમ ગોળીઓ પૂરી થયા પછી પણ બીજા સાત દહાડા સુધી કરી પાળવી.

**દવા ૩ જી**—જે શખ્સને ચાંદી અથવા પરમીયો થયો હોય તે શખ્સને તેની દવા કરતાં રોગની કંઇક અસર રહી જવાથી અથવા લોહી બગડવાથી આ રોગ થાય છે.

રસકપૂર તોલા ૪ લઇને તેને આઠ પહોર સુધી ખળ કરવો, પછી ગાયનું ઘી શેર ૦ાા લઇને ત્હેને ૧૦૮ વાર પાણીથી ધોવું, ને બરાબર ધોવાયા પછી, ત્હેમાં રસકપૂર મેળવી, શરીરે સાત દિવસ સુધી ચોપડવું, ને નહાવું નહિ. તેમ શરીરે પાણી પણ અડકવા દેવું નહિ.

**દવા ૪ થી**—મનસીલ રૂ. ૨ ભારને ખળ કરી માખણ સાથે ચોપડવું.

**દવા ૫ મી**—ખાવાની.

મજીઠ પૈસા ૨ ભાર, સાકર પૈસા ૨ ભાર, સોનામુખી પૈસા ૨ ભાર અને જીરું પૈસા ૧ ભાર, એ બધાંને બારીક ખાંડી ત્હેનાં સરખા વજનનાં ૭ પડીકાં કરી સવારમાં એકેક પડીકું ઉના–ગરમ પાણી સાથે ફાકવું.

**દવા ૬ ઠ્ઠી**—રસકપૂર, સુખડ (ચંદન), હીરા દખ્ખણ, સોનાગેરૂ, માયાં અને ધોળો કાથો, સમ ભાગ લેઈ, ખાંડીને સરખા વજનની ગોળીઓ કરીને સુકવવી, ને પછી પાણીમાં ઘસીને ચોપડવી. તેથી વીરફોટક સાથે **ટાંકી** તથા ગમે તેવું ચાંદું હશે તે પણ મટશે.

**દવા ૭ મી**—મ્હોટી હર્ડે પૈસા ૩ ભાર, મરચાં પૈસા ૧ ભાર સુકાં, બોદારશીંગ રૂ. ૦ાા ભાર, મોરથુથુ રૂ. ૦ાા ભાર, માયાં રૂ. ૦ાા ભાર, બાલહર્ડે રૂ. ૧ ભાર, (હીમજીહર્ડે) બાળેલી કોડીયો નંગ ચાર, એ બધાંને ખાંડી, ખળ કરવો, પછી લીંબુ નંગ ૨૫ નો રસ લોઢીયામાં કાઢી, તેમાં પેલો બધો સામાન નાંખવો, ને લોઢાની પરાઈ વતી ઘુંટવું, પછી ગોળીઓ વળે તેવું થાય, ત્યારે અરીઠા જેવડી ગોળીઓ વાળી, સાંજ સવાર એકેકી ગોળી દહીંમાં ખવડાવવી, તેની

ઉપર મરચાં, હીંગ, ને ખટાસ તેલ ખાવા દેવું. ફક્ત વાલ, કે ગળપણની વસ્તુ, જેવી કે ખાંડ વગેરે ખાવા દેવાં નહિ, એક માસ સુધી કરી પળાવવી.

**દવા ૮ મી**—અજમો રૂ. ૩ ભાર, ફુલાવેલી હીંગ રૂ. ૧ ભાર, કોપરાં રૂ. ૫ ભાર, પારો રૂ. ૧ ભાર, ગંધક રૂ. ૨ ભાર, તથા તેલ રૂ. ૫ ને ભીલામાં રૂ. ૧ ભાર, પારાને ગંધક સાથે ખળ કરી પછી ઉપરનો સામાન ઝીણો ખાંડી તેમાં નાખવો, ને ખળ કરવો. પછી જૂના ગોળમાં સોપારી જેવડી ગોળીઓ બાંધવી, ને દહીં શેર ૦। માં કડકા કરીને ગળાવવી, (ચાવીને ખાવી નહિ) તેની ઉપર હીંગ, મરચું, આમલી, દહીં તેલ ખાવું, તે ખાય ત્યારે જ આ રોગ મટે, તેથી સારી પેઠે ખાવું, હરકત નથી, કરીમાં દૂધ, કોળું, વાલ, કેળું, ને સાકર તથા ખાંડ ખાવી નહિ. એ રકમો ખાવાથી માઠું પરિણામ આવ્યા વિના રહેતું જ નથી. માટે જો કરી બરોબર પાળી શકાય તો જ આ દવા કરવી, નહિ તો તે બંધ રાખવી એમાં જ ડહાપણ ને સુખ રહેલું છે. કરી ન પાળવાથી દવા ફુટી નીકળ્યા વિના રહેતી નથી. દવા ખાધા પછી ૭ માસ સુધી કરી પાળવાની છે.

**દવા ૯ મી**—વિસ્ફોટકનાં ચાંદાં ઉપરનો મલમ.

આંમળસારો ગંધક, પાંનીયું સોપારી, ધોળો કાથો, જાયફળ, રસકપૂર બોદાર પથરી, અને મીણ. એને ઝીણું ખાંડી ગાયના ઘીમાં મલમ કરી, ચાંદાં ઉપર ચોપડવું.

**દવા ૧૦ મી**—ટાંકી પણ મટે.

ગાયનું ઘી રૂ. ૪ ભાર, મીણ ગાળેલું પૈસા ૪ ભાર, અને મરઘીનું બેદુ પાણી ભરેલું, તેને ભેગું કરી મલમ કરીને ચોપડવું તથા પટી મારવી.

**દવા ૧૧ મી**—ગચરકો તથા પિત્તવાયુ પણ મટે. તેમ શરીરે રાત દહાડો ચેળ થયા કરતી હોય તે પણ મટે.

મોરથુથુ રૂ. ૧ ભાર, હીમજી હર્ડે રૂ. ૧ ભાર, સમુદ્રફીણ રૂ. ૧ ભાર, એ ત્રણેને ખાંડી, લીંબુ નંગ બાર લાવીને ત્હેના રસમાં ગોળી વળતા સૂધી ખળ કરવો, પછી ચણીબોર જેવડી ગોળીઓ વાળવી, પછી લીંબુના અથા-

ણામાંથી અર્ધાં લીંબુમાં ગોળી એક ઘાલીને ખવડાવવી, કરી–વાલ, દૂધ, ખાંડ, તેલ ને હીંગ ખાવા દેવાં નહિ.

**દવા ૧૨ મી**—વિસ્ફોટકના ચાંદાંની દવા.

માયાં પૈસા ૧ ભાર, બોદારશીંગ પૈસા ૧ ભાર, મોરથુથુ વાલ બે, એને વાટવું, ને ગાયના ઘીને પચાસવાર ધોઇને તેમાં નાખીને ચોપડવું, ને ઉપર સૂતારના ઘરનો ધુમાસ દાબવો (લુગડે સારો ચાળીને લેવો).

**દવા ૧૩ મી**—દારુડીના છોડનો રસ કાઢી, તેમાં સાકર નાખીને પીવો.

**દવા ૧૪ મી**—વિસ્ફોટકના ચાંદાં ઉપર.

આંમળસારો ગંધક, ધોળો કાથો, સોપારી પાંનીચું, જાયફળ, રસકપૂર, બોદારશીંગ, મીણ એને સમ ભાગે લેઈ ખાંડી, કપડછાણ કરી, ગાયના ઘીને પચીશવાર ધોયા પછી તેમાં નાખવો ને ખળમાં ઘુંટીને મલમ જેવું થાય એટલે ચોપડવું.

**દવા ૧૫ મી**—વિસ્ફોટક સાથે દરાજ ને ખસ પણ મટે તેવી દવા.

હરતાલ, મોરથુથુ, કલમી સુરો, મુગલાઈ બેદાણા, આમલસારો ગંધક, રાળ, ને સિંદુર સમ ભાગે લેવું.

કોપરાની વાટી–કાચલી–માં ગાયનું ઘી ભરવું, ને તેમાં ઉપરનો સામાન ખૂબ ઝીણો ખાંડી, કપડછાણ કરીને નાખવો, પછી કાચલી–વાટી–ને દેવતા ઉપર મૂકવી, ને ઉભરો આવે ત્યારે થાળીમાં કાઢવું, વાટીના કોપરાને ઝીણું છીણીને દવા ભેગું ખળ કરવું, ને મલમ જેવું થાય, એટલે ચોપડવું. કરી પળાવવી.

**દવા ૧૬ મી**—વિસ્ફોટકનાં ગમે તેવાં સખ્ત ચાંદાં હોય તે પણ મટે.

રસકપૂર, ધોળો કાથો, પાંનીચું સોપારી, કપુરકાચલી, સોનાગેરુ, એ બધી રકમો બરાબર વજનની લેઈ ખાંડી કપડછાણ કરી પાણીમાં ગોળીઓ વાળવી ને સુકાયા પછી પાણીમાં ઘસીને ચોપડવું.

**દવા ૧૭ મી**—ટાંકી પણ મટે.

રસકપૂર રુ. ૪ ભાર, લેઇને, તેને આઠ પહોર સુધી ખળ કરવો, પછી ગાયના ૦॥ શેર ઘીને સોવાર ધોઇને તેમાં નાખવું, ને ફરી ખળ કરી,

મલમ જેવું થાય એટલે ચોપડવું. સાત દહાડા સુધી ચોપડવાની જરૂર છે. ત્યાં સુધી નહાવું નહિ, તેમ તે ભાગમાં પાણી પણ અડકવા દેવું નહિ. કરી પળાવવી.

**દવા ૧૮ મી**—મનસીલ રૂ. ૨ ભાર લેઇને ખળ કરવો, ને પછી ગાયના માંખણમાં મેળવીને ચોપડવું. કરી પળાવવી.

**દવા ૧૯ મી**—આ રોગ ઉપર પ્રથમ રેચ આપી, કરીયાતું, કડુ, જેઠીમધ, વાળો, પિત્તપાપડો, અર્ડુસાનાં પાનાં, મોથ, ત્રિફળા, અને કડાની છાલનો ઉકાળો આપવો.

**દવા ૨૦ મી**—સુખડ-ચંદન, નાગકેસર, તાંદલજો, અને જાઇનાં પાનાંને પાણીમાં વાટી લેપ કરવો.

### ૧૪૮ શરીરે વા આવ્યો હોય તેની દવાઓ

**દવા ૧ લી**—નારસિંગ મેરસિંગનાં* પાનાંને વાટી તેનો વાવાળા ભાગ ઉપર લેપ કરવો, અથવા તે વાટેલાં પાનાંને, તેલમાં નાખીને ઉકાળવાં, ને તે તેલનું વાવાળા ભાગ ઉપર મર્દન કરવું. તેમ પાનાંને નહાવાના પાણીમાં ઉકાળીને તે પાણીએ નહાવું (આ દવા, વાંદરા મુકામે મિસીસ નૃસિંહરાવ ભોળાનાથ દીવેટીયા (સૌ૰ સુશીલા બહેને) એ લખાવી હતી.

**દવા ૨ જી**—વાયુ વિકાર ઉપરની.

આસન તથા સેવાડાને દૂધમાં ઉકાળીને પીવાથી વાયુવિકાર મટે છે.

**દવા ૩ જી**—શરીરે વા આવ્યો હોય.

માલકાંકણીનાં બી શેર ૦ા, કનકબીજ (ધંતુરાનાં બીજ) ટાંક ૫, વછ-નાગ શીંગડીયો ટાંક ૫, ધોળી ચણોઠી શેર ૦ા (મળવી મુશકેલ છે,) ઝેર કચોરાં શેર ૦ા, કાચકાની મીંજ શેર ૦ા, એ બધાંને તેલમાં પલાળવાં, ને પછી ધુપેલ ગાળીએ છિયે તે પ્રમાણે ત્હેનો ચુઓ કાઢવો ને તે તેલ વાના ધણીને વાવાળી જગોએ ચોપડવું તેમ નાગરવેલના પાનમાં ચુનો ચોખાપુર ખવડાવવો.

---

* આ છોડ, ઠાસરા તાલુકામાં થાય છ.

દવા ૪ થી—વાયુ* માત્રનો ઇલાજ.

અજમો શેર ૧ લાવીને તેનાં છાડાં કાઢી નાખવાં ને પછી ખળ કરી તેને ભાંગરાનાં પાનાંના ૧૦૧ પટ દેવા, પછી નાગરવેલના પાનમાં, અથવા આદાના રસમાં આપવો.

દવા ૫ મી—ચિત્તભ્રમ, ઉન્મત્ત, તથા ભ્રમણા વાયુની દવા.

ધમાસો રૂ. ૫ ભાર, (નવટાંક) કડુ રૂ. ૨ાા ભાર, તમાલપત્ર રૂ. ૨ાા ભાર, લવિંગ રૂ. ૨ાા ભાર, હર્ડેદલ રૂ. ૨ાા, ભાર, પિંપર રૂ. ૨ાા ભાર, કરીયાતું રૂ. ०ા ભાર, ભારંગ રૂ. ૨ાા ભાર, ખુરાસાની વજ રૂ. ૨ાા ભાર, સરગવાનાં બીજ રૂ. ૨ાા ભાર, અને ચિત્રાનું મૂળ રૂ. ૨ાા ભાર, એને ખાંડી, ખળ કરી, ગોળમાં આમળા જેવડી ગોળીઓ કરવી, ને રોજ સવારમાં એકેક ખાવી.

દવા ૬ ઠ્ઠી—વાયુ તથા શૂળ વાયુ તથા ગુલ્મ વાયુ.

સરગવાનાં છાડાં ૨ રૂપિયા ભાર લાવી, દોઢ શેર પાણીમાં ઉકાળવાં, પછી તેનું નવટાંક પાણી રહે ત્યારે વાડકીમાં કાઢી લેઈ તેમાં દિવેલ રૂ. ૧ ભાર નાખીને પીવું, દિવેલ સાથે જવખાર વાલ બે પણ વાટીને નાખવો. કરી પળાવવી.

દવા ૭ મી—શૂળ વાયુ.

અજમો રૂ. ૨ ભાર, સુંઠ રૂ. ૧ ભાર, સિંધવ રૂ. ०ાા ભાર, ફુલાવેલી હીંગ રૂ. ०ા ભાર, એ બધાંને ઝીણું ખાંડી, કપડછાણ કરી, ઘીમાં કાલવીને ચટાડવું.

દવા ૮ મી—કોઠે વાયુ તથા તજા—ત્વચા—ગરમી હોય.

લીંબુ શેર ૩ લાવીને તેનો રસ કાઢવો, ને તેમાં સાકર શેર ૧ નાખી ૨૧ દિવસ સુધી માટીના રીઢા વાસણમાં ઘાલી મૂકવું, ને ઝાકળ તડકો ખવડાવવો, (તડકામાં તેમ ઝાકળમાં તે વાસણને મૂકવું,) પછી સવારમાં બે રૂપિયા ભાર ખાવું. ને ખાતાં સુધી રોજ બે ત્રણ એલાયચીના કણ પણ તેની ઉપર ખાવા.

---

* વાયુ અને વા, એ બે રોગમાં ઘણો ફેર છે, માટે આ લખેલી દવાઓ જોઇ તપાસીને આપવી.

**દવા ૯ મી—**શૂળ વાયુ તથા પેટમાં ગોળો ચઢતો હોય.

આંમળાંનાં છોતરાંને કલેઢામાં બાળવાં, (આંમળાંમાંથી ઠલીયા કાઢી નાખ્યા પછીનાં આંમળાં લેવાં) ને તે રૂ. ૧ ભાર, પાણીમાં વાટીને ફકાવવાં.

**દવા ૧૦ મી.—**સુક વાયુપર.

થોરના કડકા (ડીંડલા)ને કોરી તેમાં અજમો શેર ૦। ઘાલવો, ને પછી તે થોરના જ કડકાની ડાગલી મારી છિદ્ર પુરી દેવું, ને ઢાગોરના છાડાંમાં તેને બાફવું, બફાયા પછી તેમાંનો અજમો કાઢી લેઇને તેનાં સરખા વજનનાં સાત પડીકાં કરી, રોજ સવારમાં એકેક પડીકું ખાવું.

**દવા ૧૧ મી—**ન્હાનાં છોકરાંને ચોપીયો વા થાય છે તેની દવા.

વાલની દાળ રૂ. ૨ ભાર લેઇને બાળી દેવી, ને પછી તાંબાની વાડકી કે તાંબાના તરભાણામાં નાખી, તેમાં એક આની ભાર મોરથુથુ નાખવું, ને તાંબાની વાડકીએ, લોટાએ, કે જામ–પ્યાલા–થી ઘુંટવું, ઘુંટતા પહેલાં તેમાં પાશેર દહીં નાખવું, પછી તાંબાની વાડકીમાં, કે પ્યાલામાં ત્રણ દહાડા સુધી રાખી મૂકયા પછી ચોપડવું.

**દવા ૧૨ મી—**ઉપાય બીજો.

બકરીની લીંડીઓ ૨ રૂપિયાભાર લાવી તેને બાળીને રાખ કરવી. પછી તેમાં અરણીના પાનાંનો રસ શેર ૧ મેળવવો, તેમ ઘેરે કાઢેલું દીવેલ રૂ. ૫ ભાર નાખી તેમાં નીચે લખેલો સામાન બારીક ખાંડીને નાખવો, ને પછી તે બધાને ઉકાળીને ટાઢું પડ્યા પછી ચોપડવું.

રસકપુર રૂ. ૧ ભાર, સોનાગેરુ રૂ. ૧ ભાર, આમળસારો ગંધક એક આની ભાર, બોદારપથરી એક આની ભાર, તથા મીણ રૂ. ૧ ભાર.

**દવા ૧૩ મી—**ઘણા જ મ્હોટા વાયુપર પીવાનો ઉકાળો–

આસન તોલો ૧, સુંઠ તોલો ૧, ગળોના વેલા તોલા ૨, વીરભાણુના વાળા તોલા ૨, ચીડાની મોથ તોલા ૨, સતાવર તોલા. ૩, મ્હોટી હર્ડેદલ તોલા. ૩, તેલીયો દેવદાર તોલા ૨, કડુ તોલા ૨, ઝેર કચોરાં તોલો ૦॥, દીવેલા, રીંગણી, ભોંયરીંગણી, અરણી, અને અલ્લુ, એ દરેકનાં મૂળીયાં તોલા. ૨, ચિત્રો તોલા ૨, કાશ્મીરી તોલા ૨, ધોળી પહાડનું મૂળ તોલા ૨, મરી તોલા ૨, પિંપર તોલા ૨, ને મધ શેર ૦।.

કરવાની રીત–ઉપર લખેલી મધ વિના બાકીની રકમોને ખાંડી, ખોખરી કરી પાણી શેર ૨ માં અર્ધો ભાગ નાખીને ઉકાળવું, ને નવટાંક પાણી રહે ત્યારે ઉતારી લેઈ તેમાં નવટાંક મધ નાખીને પીવું, તેથી તમામ જાતના વાયુ મટે છે, તેમ કરતાં જો ન મટે તો ત્રીજે દહાડે બાકી રહેલા અર્ધો ભાગને પણ તેજ રીતે પીવો.

## ૧૪૯ વિદ્યા આવડવાની દવા

શંખાવળી ટાંક ૧ ની મધ સાથે ગોળી કરી આસો સુદિ ૧૫ ની સાંજે ખાય તો વિદ્યા આવડે.

## ૧૫૦ વચ્છનાગને શુદ્ધ–ચોખ્ખો–કરવાની રીત

વછનાગ રૂ. ૧ ભારની કપડામાં પોટલી કરી, તેને હાંલ્લામાં શેર એક દૂધમાં લટકાવવી, ને દૂધ બળી ગયા પછી કાઢી લેઇને દવાના કામમાં વાપરવો. દૂધને ઉપયોગમાં ન લેતાં કાઢી નાખવું જોઇએ. કોઈ પણ પ્રાણીને પાવું નહિ.

## વચ્છનાગનું ઝેર ચઢયું હોય તો તે ઉતારવાની દવા

ફટકડી ટાંક ૩ વાટીને તરત પાઈ દેવી.

**દવા ૨ જી**—દૂધમાં સાકર નાખીને પાવું, અથવા મરીયાં ખવડાવવાં

## ૧૫૧ વાઈ અથવા ફેફરાની દવાઓ

**દવા ૧ લી**—ભમરાની હગાર ગદીયાણો ૧ાા, ને ઘોડાને દોડતી વખતે તેના પાછલા ભાગમાં જે ધોળું ફીણ થાય છે, તે બંનેને સાત દિવસ સુધી ખળમાં, ખળી રાઇના દાણા જેવડી ગોળીઓ વાળવી, ને સવારમાં રોજ એકેક ખવડાવવી, તથા તેમાંથી બીજી વટાણાના દાણા જેવડી ગોળીઓ વાળી સુકવીને પાણીમાં ઘસીને સુંઘાડવી. કરીમાં, તેલ, મરચું ને ખટાસ ખાવું નહિ.

**દવા ૨ જી**—વાયુની દવા. (વાઈ–ફેફરાની નહિ)

માલકાંકણીનાં બીજ રૂ. ૦ાા ભાર, અજમો, સાજીખાર, મરી ને ઝેર કચોરાં, એ દરેક અર્ધાં અર્ધાં રૂપિયા ભાર, (ઝેર કચોરાંને ચોખ્ખાં કર્યાં

પછી લેવાં) એની આદાના રસમાં ચણી બરોબર ગોળીઓ વાળી રોજ સવારમાં એકેક ખવડાવવી. તેલ, મરચું, ને ખટાશ ખાવાં નહિ કરી પળાવવી.

**દવા ૩ જી**—વાઈ અથવા ફેફરાની દવા.

લસણ રૂ. ૦ાા ભાર તથા લવિંગ રૂ. ૦ાા ભાર એ બેને એકઠાં ખાંડીને ચૌદ દહાડા સૂધી ખાય તો મટે.

**દવા ૪ થી**—વાઇની-

મારવાડમાં નર ઉંટ-સાંઢ-ખૂબ મસ્તીમાં આવે છે, ત્યારે ત્હેના નાકમાંથી જીવતો કીડો ખરે છે, આ કીડાને મરી ગયા પછી પાણીમાં ઘસી, તેનાં બે ત્રણ ટીપાં દરદીના નાકમાં મૂકે તો વાઇનું દરદ મટે. ગુજરાત કરતાં મારવાડ, ને મેવાડમાં ઉંટ બહુ હોય છે, તેથી ત્યાં તપાસ કરાવ્યાથી કીડો મળી આવે. ઉંટની આખી ઉમ્મરમાં એક જ વાર આવો કીડો ખરે છે, તેથી મળવા મુશ્કેલ ખરા.

### ૧૫૨ વીંછીના ડંખ ઉપરની દવાઓ

**દવા ૧ લી**—નવસાર તથા ચૂનાને એકઠાં કરી પોતાના હાથમાં ઘસીને સુંઘવું.

**દવા ૨ જી**—પલાસ પાપડો, પાણીમાં ઘસીને ડંખ ઉપર ચોપડવો.

**દવા ૩ જી**—જૂના થોરીયાનું મૂળ પાણીમાં ઘસીને ડંખ ઉપર ચોપડવું.

કબૂતરની હગાર સોપારીના કડકા જેટલી લેઈ, ત્હેના જ જેટલો ત્હેમાં ગોળ મેળવીને ગોળી કરીને ખાવી. તેથી વીંછી તરત ઉતરી જશે.

**દવા ૪ થી**—જાતે અજમાવી જોયેલી.

મોરના પીંછાના ચાંલ્લાને કાતરથી ઝીણો કાતરી, તેને આસોતરી-ઝેંઝીના પાનમાં અથવા ટીંબરુના પાનની બીડી વાળીને પીવી, તથા ચાંલ્લાની આસપાસના બાકી રહેલા ભાગની પણ તેવી રીતે બીજી બીડી બનાવીને પીવી. ને ડંખવાળો ભાગ. કોસીલા-કોકીલા પાણીમાં ડુબાવી રાખવો આથી વીંછી છેક ડંખમાંથી ઉતરી જશે. બીલકુલ વેદના રહેશે નહિ, આવી બીડીઓ પહેલાંથી વાળીને રાખી મૂકવી જોઇએ. કેમકે તે વખતે ઝટ મોરપીંછ મળી શકતાં નથી.

## ૧૫૩ વિષ

૧ મરીને ઘી સાથે ચટાડીએ તો વિષ ઉતરે.

૨ કળી ચૂનો, હીંગ અને લીમડાની છાલનો રસ ઘામાં ભરીએ ને ઉપર લીમડાનાં પાનાં વાટીને બાંધીએ તો ડંખના ઘાનું ઝેર ઉતરે.

૩ લીમડાનાં પાનાં, ધંતૂરાનાં પાનાં, અને નગોડનાં પાનાં, વાટીને લુગદી કરીને બાંધ્યું હોય તો વાઘનું ઝેર ઉતરે.

૪ કડુની જડ, નાગરવેલના પાનના રસમાં પાઇએ તો કોઠા વિષ મટે.

## ૧૫૪ ન્હાના છોકરાની વરાધની દવાઓ

૧ આમ* કૌડનાં બી વાટીને પેટે બાંધ્યાં હોય તો મટે, તેમ બે બીયાં, તેની માના થાનના દૂધ-ધાવણમાં ઘસીને પાયાં હોય તો મટે.

૨ વાડ કરેલીનાં† પાનનો રસ નવટાંક કાઢીને વરાધવાળા છોકરાની માને પાવો, ને છોકરાને, તેનું (માનું) દૂધ ધાવણને ચમચામાં કાઢીને તેમાં વાડ કારેલીના પાનાના રસનાં બે ટીપાં નાખીને પાવું.

૩ દીવેલીની મીંજો, મીઠું, હળદર, આકડાનાં પાનાં ૩, રાન જ્યોત (રતન જોત)નાં પાનાં ૨, ઘોડાની લાદ, ઘાંચીની ઘાણીનો બળદ જ્યાં ફરે છે તે જગોનાં થોડાક જમીનપરના પોપડા એ બધું વાટીને ખદખદાવવું, ને તેનું બંધારણ પેટ ઉપર દિન ત્રણ સૂધી કપડાનું અંતરપટ કરીને બાંધવું.

## ૧૫૫ ચિત્ત ભ્રમ વાયુની દવા

લસણ તથા પિંપરો ભેગાં વાટીને ખાય તો મટે.

## ૧૫૬ વાતપિત્તની દવા

હર્ડેદલ તથા લીમડાની અંતર છાલ, લીંબોળી, લીમડાનાં પાન, એ બધું સમ ભાગે લેઈ વાટી કપડછાણ કરી, તેના વજન બરોબર તેમાં સાકર મેળવવી, ને પછી ટાઢા પાણી સાથે ટાંક ૨ ની ફાકી મારવી, એથી કોઢ તથા વાતપિત્તનો રોગ મટે છે. દિન ૧૪ સૂધી ખાવાનું છે. કરી પળાવવી.

---

* એક જાતનો છોડ થાય છે. † આ કારેલીનાં કારેલાં બહુ લાંબાં થતાં નથી, પણ સહેજ લાંબાં ને ગોળ-જાડાં-હોય છે.

## ૧૫૭ વસન્ત માલતી કરવાની રીત

સોનાના વરક વાલ ૧, સાચાં મોતી વાલ ૧, ચોખ્ખો કરેલો હીંગળો વાલ ૩ ધોળાં મરી વાલ ૪.

એ બધી રકમો ભેગી કરીને ખળમાં ખળવી, ને તેમાં જરા ગાયનું માંખણુ નાંખીને ઘુંટવું, પછી લીંબુનો રસ નાખીને પરતવું, ચીકાસ ઉડી જાય એટલે રતી રતી ભારની ગોળીઓ વાળવી, ને સવાર સાંજ એકેકી ગોળી મધને પિંપર સાથે ખાવી.

કરી–તેલ, મરચું, ખટાસ ખાવાં નહિ, જેટલા દિવસ ગોળીઓ ખાધી હોય ત્હેનાથી બમણા દિવસ કરી પાળવી.

### વાઢ

મનસીલ, વરી, (સાઠી ચોખા) મરી, ને કોઠમડું, વાટીને મધમાં અવળાઈ કરી ખાય તો વાઢ મટે.

## ૧૫૮ ન્હાનાં છોકરાંના ગળામાં સસણી બોલે છે તેની દવાઓ

**દવા ૧ લી**—સાજીખાર, સંચળ, સુરોખાર, ટંકણખાર બંગડીખાર, જવખાર, ખડીઓખાર, સિંધવ, અને વડાગરું મીઠું. એમ નવ જાતના ખાર સમ ભાગે લેવા.

દાડમનાં સુકાં છોડાંને વાટવાં, ને તેની બરાબર આકડાના ફૂલની વચલી માંજરો સુકી–વાટીને મેળવવી. પછી ઝીંઝોટાની બાજરી શેર ૧॥ લેવી. પછી આ બધું (ખાર સાથે) તપેલામાં સાત શેર પાણી રેડીને તેમાં નાખવું, ને તે બધું બળીને રાખોડી થઈ જાય એટલે તે રાખોડી વાલ પા ($\frac{1}{4}$) નાગરવેલના પાનમાં ખવડાવવી. તેથી સસણી મટશે.

### ૭ મહિનાથી બાર મહિના સૂધીના બાળકને સસણી અથવા વાવરી થઈ હોય તેની દવા

**દવા ૨ જી**—આદાના રસમાં થોડો જવખાર (ટાંક ૦॥) નાખીને પાવો.

**દવા ૩ જી**—સંચોરો પૈસા ૪ ભારમાં, પાણી શેર ૧ નાખીને કપડાવતી ગાળી લેવું, ને પછી લોઢાના વાસણમાં ઉકાળવું, એટલે તે નવસારની

પેઠે ફુલશે, પાણી સઘળું બળી જવા દીધાથી તેમાંનો ફક્ત સંચોરો રહેશે, તેને ખળ કરી તેમાંથી એક ચોખાભાર, નાગરવેલના પાનમાં ખવડાવવો.

આ પ્રમાણે દિન સાત સૂધી ખવડાવ્યાથી સસણીનો રોગ મટી જશે.

**દવા ૪ થી**—ધોળી રીંગણીનું બી એક, પાંચ વરસના બાળકના મૂતરમાં ઘસીને પાયું હોય તો આ રોગ મટે.

## ૧૫૯ સંગ્રહણીની દવાઓ

**દવા ૧ લી**—રાળ પૈસા ૬ ભાર, ખુરાખાંડ પૈસા ૩ ભાર, બાવચી પૈસા ૨ ભાર, સુંઠ પૈસા ૪ ભાર, કંતાનનાં બીજ પૈસા ૩ ભાર, એ બધાંને બારીક ખાંડી, કપડછાણ કરી, સવાર સાંજ બબ્બે પૈસા ભાર ફાકે તો મટે.

## ન્હાનાં બાળકને સંગ્રહણી થઈ હોય તેની દવા

**દવા ૨ જી**—હળદર, ચવ્યક, દેવદારુ, ભોંયરીંગણી, પિંપર, પુષ્ટિપર્ણી, અને વળીઆળી, એને બારીક ખાંડી, મધ તથા ઘી સાથે ચટાડે તો મટે.

## ૧૬૦ સન્નિપાતની દવાઓ

**દવા ૧ લી**--કેસર ટાંક ૧ાા, નાગરવેલના પાનની જડ ટાંક ૧ાા, અક્કલકરો ટાંક ૧ાા, ભરમીનાં પાનાં ટાંક ૧ાા, પિંપર ટાંક ૧ાા, પીપળીમૂળ ટાંક ૧ાા આ બધાંને ખાંડીને દોઢ શેર પાણીમાં ઉકાળવું, ને ઉકળતાં ઉકળતાં પાશેર પાણી રહે ત્યારે તેમાં મધ બે પૈસા ભાર નાખીને પાવું, ને પરસેવો થવા દેવો.

**દવા ૨ જી**—સુવાના ભુંસાં (ફોતરાં) શેર ૧ાા ને નહાવાના અંગોળીયા ઊનમણામાં નાખી ઉકાળવું ને તે પાણીની વરાળનો દર્દીને બાફ આપવો.

**દવા ૩ જી—વાય તથા દમ પણ મટે**

જવખારને લીંબુના રસમાં રાંધવા ને તેને આદાના તથા નાગરવેલના પાનના રસના પટ દેવા, ને વાલ બેને આશરે જુદા જુદા, અનુપાને આપવું.

**દવા ૪ થી**—શુદ્ધ કરેલો વછનાગ ટાંક ૨, ટંકણખાર ટાંક ૨, મરી ટાંક ૩, પિંપર ટાંક ૩, અક્કલકરો ટાંક ૨, શુદ્ધ કરેલો પારો ટાંક ૨, ગંધક ટાંક ૪, ચિત્રો ટાંક ૧, સુંઠ ટાંક ૨, અને ચીનીકબાવા ટાંક ૨, આ બધી વસ્તુઓમાંથી

ખાંડવાની હોય તે ખાંડી, ઝીણું કરી કપડછાણુ કરવું ને બીજી જણુસો સાથે ખળમાં નાખીને ખળવું. ને ખળતી વખતે તેમાં ભાંગરાનો રસ નાખી ત્હેની ચણોઠી–ગુંજા પ્રમાણે ગોળીઓ વાળવી, ને સુકાયા પછી એક કાચની શીશીમાં ભરવી, પછી જે માણુસને સન્નિપાત થયો હોય તેને ગોળી એક ગળાવવી. ગળે ઉતરે તો આરામ થાય.

**દવા ૫ મી**—સોનાના વરક ટાંક ૧, પિંપર ટાંક ૧, મરી ટાંક ૧, તથા નાગરવેલનાં પાનાં ચાર. એ સર્વેને ભેગાં ખાંડી ફુદીનાના રસમાં મેળવી, કપડેથી ગાળી નાખવું, ને તેમાં સોનાના વરક મેળવી સન્નિપાતવાળા દર્દીને પાવું.

**દવા ૬ ઠ્ઠી**—કાયફળ, ભારીંગ, સુંઠ, પિંપર, ધમાસો, મરી, એને સમ ભાગે લેઈ ચૂર્ણ કરીને આપવું.

## ૧૬૧ સંધિવા ઉપરની દવાઓ

**દવા ૧ લી**—ભીલામાં ૬ રૂ. ભાર, વાવડીંગ ૬ રૂ. ભાર, ખુરાસાની અજમો ૬ રૂ. ભાર, કાળા તલ ૬ રૂ. ભાર, એ સૌને ખાંડી ગોળ શેર ૦ા માં ત્હેની ચણીબોર જેવડી ગોળીઓ કરી, રોજ સવારમાં એકેક ગોળી પાણી સાથે આપવી.

**દવા ૨ જી**—સુંઠ, એળીયો, અફીણ, ને પીવાનો દારુ, એ ચારે વસ્તુઓને સરખે ભાગે લેઈ શરીરના જે સાંધા સૂઝેલા હોય ત્હેની ઉપર દિન સાત સૂધી ઘસીને ચોપડવું. તેથી આરામ થશે.

**દવા ૩ જી**—ગળોના વેલાનું મૂળ, દરરોજ તાજું–નવું, કાઢીને ત્રણ દિવસ સૂધી પીવું.

**દવા ૪ થી**—બકરીના અર્ધ શેર દૂધમાં, ગળોનું મૂળીયું વાટીને નાખવું, ને દૂધમાં ઉકાળી, પાશેર રહે ત્યારે ઉતારી લેઈ ઠંડું પડ્યા પછી પીવું. આ પ્રમાણે ત્રણ દિવસ પાવું જોઇએ.

**દવા ૫ મી***—શુદ્ધ કરેલો હીંગળોક રૂ. ૧ાા ભાર, સોમલ રૂ. ૧ ભાર, કાથો રૂ. ૧ ભાર, એને વાટીને નાગરવેલના પાનના રસમાં બાજરીના

* દવા ભયંકર જણાય છે. કોઈ નિર્લોભી, ને અનુભવી વૈદ્યની સલાહ લીધા પછીથી ચાલુ કરવી.

દાણા જેવડી ગોળીઓ વાળવી, ને રોજ સવારમાં ગોળી એક ખાવી. કરી બરોબર રીતે પળાવવી.

દવા ૬ ઠ્ઠી—પીલવાના ઝાડના પાનાનો રસ દિવસ સાત સૂધી પાવો.

## ૧૬૨ સોજા ઉપરની દવાઓ

દવા ૧ લી—ડાંગેર અથવા ઘઉંના કુસકાને પાણીમાં ઉકાળી, તે પાણીવડે નહાવું, તેથી સોજા તરત ઉતરી જશે.

દવા ૨ જી—એખરાને અરણીના પાણીમાં ઉકાળી તેનો બાફ લેવાથી, તેમ તે પાણીએ નહાવાથી, શરીરના બધા ભાગ ઉપરના સોજા ઉતરે છે.

દવા ૩ જી—મરઘીની હગાર, સુંઠ અને પિંપર, એને સમ ભાગે લેઈ, આદાના રસમાં તુવેરના દાણા જેવડી ગોળીઓ વાળી આદાના રસમાં ખવરાવવી-ગરમ વસ્તુ ખાવા દેવી નહિ. તેમ ઘી અને ઘઉં પણ ખાવામાં લેવા નહિ.

દવા ૪ થી—નેત્રશીંગ તથા પીલુડીના પાનાનો રસ, શરીરે સોજાવાળા ભાગપર ચોપડવો. તેમ એકાંતરે દહાડે જુલાબ-રેચ-આપવો.

દવા ૫ મી—લીમડાની અંતર છાલના ભુકાને સાટોડીના પાનાના રસમાં નાખીને ચોપડે, ને જુલાબ લે તો સોજા ઉતરે.

દવા ૬ ઠ્ઠી—દીવેલાની જડ, ઇંદ્રજવ, સુંઠ, પિંપર, સાજીખાર, જવખાર, હળદર, દેવદારુ, એ સર્વે બરાબર વજને લેઇને, તે બધાના વજનનો ત્રીજો ભાગ લુહારના ત્યાંથી લોઢામાંથી પડેલો કાટવાળો લોઢાનો પત્થર જેવો ભાગ લેઈ, તેને ખાંડી, બધી વસ્તુઓમાં ભેળવી, તેની ટાંક ૧ ની ફાકી સવારમાં મારવી, તેથી સોજો, તેમજ દમ, ને પિંડ રોગ પણ મટે છે.

દવા ૭ મી—શુદ્ધ કરેલું ઝેરકચોરું, સુરીજન, સુંઠ, સાટોડી, આંબાહળદર, દીવેલાની જડ, એ સર્વેને ગૌમૂત્રમાં ઘસી, સોજા ઉપર ચોપડવાથી આરામ થાય.

દવા ૮ મી—પિંપર ટાંક ૧, દેવદાર ટાંક ૧, એ બેઉને સમ ભાગે લેઈ, ખાંડીને રોજ સવારમાં ફાકી મારે, તેમ દેવદારનું તેલ સોજા ઉપર મસળે તો ફાયદો થાય.

## ૧૬૩ સૂળવા ઉપરની દવાઓ

**દવા ૧ લી**—તાજો ગોળ ટાંક ૩ ને, બીજોરાના રસ પળી ૧ માં નાખીને પાય તો સૂળવા મટે.

### કટી, તથા મસ્તક સૂળ ઉપર

**દવા ૨ જી**—એલચી, હીંગ, જવખાર, સિંધવ, સિલાજીત, સમ ભાગે લેઈ ખાંડી કપડછાણુ કરવું, ને તેમાં દીવેલ નાખીને ખવડાવવું, તેથી કટી તથા મસ્તક સૂળ મટે.

**દવા ૩ જી**—સુંઠ, સિંધવ, ફુલાવેલો ટંકણખાર, સંચળ, સમ ભાગે લેઈ સરગુવાના મૂળની છાલના રસમાં ચણીબોર જેવડી ગોળીઓ વાળવી, ને સાંજ સવાર એકેક ખાવી, કરી પળાવવી, બાજરી વધારે ખવાય તેમ સારું.

**દવા ૪ થી**—ઉમેડાનાં ફળ, (ગૂલર) તથા પારસ પીપળાનાં ફૂલ, એને સમ ભાગે લેઈ ઉકાળીને પીવાં.

## ૧૬૪ સાબરશીંગાની ભસ્મ કરવાની રીત, અને તેનો ઉપયોગ

**રીત ૧ લી**—લીંબણ, જેને ખાટાં લીંબુ લાગે છે, ત્હેનાં લીલાં બશેર પાનાં લાવીને ખાંડવાં, ને પછી તેને માટી (ગોરમટી)ના કુંડામાં ભરવાં, ને તેની ઉપર સાબરશીંગાના કડકાને દીવેલ ચોપડીને ગોઠવવા, ને તેની ઉપર ફરી પાછાં લીંબણનાં બશેર પાનાં ખાંડીને મૂકવાં, પછી ગજપુટ ખાડો (ગજ ઉંડો, ગજ પહોળો, ને ગજ લાંબા ખાડાને ગજપુટ ખાડો કહે છે) ખોદી તેમાં અડાયા છાણાં, (જંગલનાં, અથવા સીમનાં છાણાં) ભરી, તેની વચ્ચે પેલા કુંડાને મૂકી દેવતા સળગાવવો, એટલે સાબરશીંગાના કડકા બળીને તેની ધોળા રંગની ભસ્મ થશે, ત્હેને પછી ખળમાં ખળવું. એટલે ઝીણી થશે.

૧ ઉપયોગ–**ધાતુ કમી** થઈ ગઈ હોય તે માણસને તેની વયના પ્રમાણમાં મધ ને પિંપર સાથે આપવી.

૨ **સૂળ** ફુટચું હોય તેને, આદાના રસમાં વાલ એક આપવી.

૩ **દમ** થતો હોય ત્હેને સાકર તથા ઘીમાં વાલ એક આપવી.

પથ્ય–તેલ, મરચું, ખટાઈ, હીંગ, વાલ, ને વાલોરીયા ખાવા નહિ.

**રીત ૨ જી**—સાબરશીંગાના, સુતાર પાસે કડકા કરાવી, તેને દીવેલ ચોપડીને દેવતામાં મૂકવાથી બળીને ધોળા રંગના થશે, પછી તેને ખળમાં ખળીને ભસ્મ થાય એટલે શીશીમાં ભરી રાખવી.

પહેલી રીતમાં ભસ્મ ઘણી ગરમ થાય છે, પણ આ બીજી રીતે કરવાથી તેમાં ગરમી ઓછી રહે છે.

## ૧૬૫ સાપનું ઝેર ઉતારવાના ઉપાય

**ઉપાય ૧ લો**—વેઉનું મૂળ, પાણીમાં ઘસીને પાયું હોય તો સાપનું વિષ ઉતરે.

**ઉપાય ૨ જો**—હીંગ, અને કળીચૂનો વાટી, આકડાના દૂધ સાથે મેળવી, ડંખ ઉપર બે ત્રણ વાર ચોપડ, ચોપડ, કરવું.

**ઉપાય ૩ જો**—નેપાલાનાં બીને ખાંડી, કપડછાણ કરી, એક લાકડાની ડાબલીમાં લીંબુના રસમાં મલમ જેવાં કરી રાખી મુકવાં, ને સુકાવા દેવાં નહિ. લીંબુનો રસ નાખ્યા કરવો, અથવા લીંબુ ન મળે તો હુકાનું પાણી નાખી, ભીનાં ને ભીનાં રાખવાં. પછી જેને સાપ કરડ્યો હોય ત્હેની આંખમાં સહેજ, જરા, તેનું અંજન કરવું, તેથી જો આંખમાંથી જરા પણ પાણી નીકળે તો સમજવું, કે તે હજુ જીવશે, પછી ત્હેને સીધી રીતે લીમડા ઉપર ગયેલી, ( ચઢેલી ) ગળો લાવી તેનાં પાનાં ને ડાળીઓનો રસ કાઢી શેર એક પાઈ દેવો. ગળોનાં લીલાં પાનાં તથા ડાખલીઓમાં જરા પાણી રેડી, ઝીણા ખાંડવાથી રસ નીકળશે, થોરીયા અથવા ખરસાણી ઉપર થઇને લીમડા ઉપર ચઢેલી ગળો કામમાં આવતી નથી, તે વિના એમને એમ ચઢેલી, અથવા એ બે વિના બીજા ઝાડ, કે છોડ ઉપર થઇને ચઢેલી ગળો કામમાં આવે છે. આવી ગળો કયાં આગળ છે, તે પ્રથમ શોધી રાખવાની ખાસ જરૂર છે. દરદી આવ્યા પછી શોધવા જતાં ઝટ હાથ આવતી નથી, ને તેથી દરદીને નુકસાન થાય છે.

આ દવા અજમાવી જોયેલી છે, તેથી સેંકડે પંચોતેર ટકા દર્દીઓને ફાયદો થયેલો છે. પણ સાપના ડંખવાળા માણસને તરત પાવાની જરૂર છે. બહુ મોડું પાવાથી ઝેર લોહીમાં ફરી વળ્યા પછી ફાયદો થોડો જ થાય છે.

**ઉપાય ૪ થો**—કેળના થડનો રસ સર્પના ઝેર ચઢેલા માણસને પહેલાં એક એક પ્યાલો પા પા કલાકે કે અર્ધો અર્ધો કલાકે પાવાથી સાપનું ઝેર ઉતરી જાય છે, અને જે માણસને ઝેર ચઢ્યું હોય તેના માથા ઉપરની ટાલકી ઉપર પાણીની મોટી ધાર એક સરખી પાડવાથી ઝેર ઉતરવામાં સારી મદદ કરે છે. સાપનો મોહરો થાય છે તે ડંખેલા ભાગ ઉપર લગાડવાથી તે મોહોરો ઝેર ચૂસી લે છે અને પછી પોતાની મેળે ખરી પડે છે. આ મોહોરો સાપના મોઢામાં ઝેરની જગ્યા ઉપર બાજુમાં હોય છે, અને વાદી અથવા જાદુગર લોકો પાસેથી ઘણી વાર મળી આવે છે.

## ૧૬૬ સુવારોગ ઉપરની દવાઓ

મેદી, ભોટંગડી, કુંભાઈ, અને દીવેલા-એરંડા-નાં મૂળ પાણીમાં ઘસીને દિન ૨૧ સૂધી પાય તો સુવા રોગ મટે. કરી પળાવવી. તેલ ખાવાને હરકત નથી, પણ ઘી તથા ખાંડ બંધ કરાવવાં.

## ૧૬૭ સલેખમ-ઝખમપર દવા

**દવા ૧ લી**—સલેખમ, શરદીને લીધે થયું હોય તો-ખસખસનાં પોસ્તાં પૈસા ૨ ભાર, સુંઠ પૈસા ૨ ભાર, ને ધાવડીનાં ફૂલ પૈસા ૨ ભારે, એ ત્રણેને છ શેર પાણીમાં ઉકાળી શેર પાણી રહે ત્યારે ઉતારી લેઈ સુતી વખતે ત્રણ દહાડા સૂધી પાવું.

**દવા ૨ જી**—એલચી, તથા લવિંગ તોલા ૧ સૂધી મોંમાં રાખે તો મટે.

**દવા ૩ જી**—સરસીયું તેલ (સરસવનું તેલ) સુંઘવાથી પણ મટે છે.

**દવા ૪ થી**—જાયફળને દૂધમાં ઘસી, ગરમ કરી માથે ચોપડવું.

**દવા ૫ મી**—દૂધમાં સાકર તથા મરી નાખી ગરમ કરીને પીવું.

**દવા ૬ ઠ્ઠી**—ગાયના દૂધમાં અફીણ નાખી, ગરમ કરી માથે ચોપડવું.

## ૧૬૮ સીંદુર બનાવવાની રીત*

સીસાને કલેઢામાં ઉકાળવું ને તેમાં લાલ-પાકી ઈંટને ખાંડી, કપડછાણ કરીને તેનો ભૂકો નાખવો, ને વડની મૂળી-વડવાઇના કુચાવતી ઘુંટવું, ને તેમાં અરડુસાના ઝાડનાં પાનાં નાખતાં જવું, ને ઘૂંટવું એટલે સીંદુર થશે.

* કરી જોયું નથી, પણ કરી જોવાની જરૂર છે, તેથી જો બનતું હોય તો તેના વેપારમાં વધારો થાય.

## ૧૬૯ સોનું કરવાની રીત*

તાંબાનાં પત્રાં પાશેર લેઈ તેની ઉપર રામ તુલસી (લીલાં રંગનાં પાનાં-વાળાં તુલસીને રામ તુલસી, અને કાળાશ પડતા રંગનાં પાનાને કૃષ્ણ તુલસી કહે છે,) ના રસ ચોપડી, હરતાલ ટાંક ૧૧ ભારનો ભૂકો તેની ઉપર ચોપ-ડવો, ને પછી અગ્નિમાં મૂકવાથી સોનું થશે!!

## ૧૭૦ સીસું મારવાની રીત ને હેનો ઉપયોગ

સીસું શેર ૦।। લેઈ હેના રૂપીયા રૂપીયા જેવડાં ગોળ પતરાં કરવાં, ને તેને સેકવાં, પછી ગાયનું મૂતર તથા છાશ એકઠું કરી તેમાં નાખીને ખદ-ખદાવવાં, પછી શુદ્ધ થાય એટલે કોરા કલેઢામાં મૂકવાં, ને ચૂલા ઉપર મૂકી નીચે દેવતા કરવો, ગળવા માંડે એટલે તેમાં કાંટાસરીયાનાં પાંદડાં મુઠી ભરીને નાખવાં, ને લીમડાની લાકડીવતી હલાવતાં જવું, મુઠી પાંદડાં બળી રહે એટલે બીજી મુઠી નાખવાં, એ પ્રમાણે ત્રણ શેર પાંદડાં સૂધી નાખતાં જવું. આ પ્રમાણે બાર પહોર સૂધી આંચ દેવી એટલે તેની ભસ્મ થશે. ઉપયોગ—

૧ તનકીયા પરમીયાવાળાને, ત્રિફળા (હરડાં, બહેડાં ને આંબળાં)ને ખાંડી, કપડછાણ કરી તેમાંથી વાલ ૧૧ ના ભૂકામાં સીસાની ભસ્મ વાલ બે નાખી, મધ મેળવીને ચટાડવી. આ પ્રમાણે દિન ૨૧ સુધી ચાટે તો પ્રમેહ મટે.

સીસું માર્યો પછી થોડુંક સીસું તેમાં રહેવા દેઈ તેમાં સુરોખાર ત્રણ પૈસા ભાર નાખવો, ને કંટાળા થોરનાં પાનાં ત્રણ પૈસા ભાર મસળી—(ખાંડીને—નાખવાં, ને ત્રણે એકઠું કરી ઉપર કોડીયું ઢાંકી, નીચે દેવતા કરવો, ને સીસું લાલ થાય ત્યારે ઉતારી લેઈ ખળમાં ખળવું.

સુરોખાર નાખ્યા પહેલાં કાઢી લીધેલા સીસાની ભસ્મ વાલ ૨ દૂધ શેર ૧ માં ઉકાળી, તેમાં ધોળી મુશળી વાલ ૯ અને સાકર વાલ ૯ તથા ભસ્મ વાલ બે નાખીને પીવું, તેથી ગરમીથી ધાત જતી હશે તો તે બંધ થશે.

શરદીથી ધાત જતી હોય તો, પિંપર તથા મધમાં વાલ બે ભસ્મ નાખીને ખવડાવવી.

---

* સોનું મિશ્ર ધાતુ નથી, તેથી બને નહિ, છતાં કરી જોવું. જૂના હસ્તલેખપરથી નકલ ઉતારી છે.

## ૧૭૨ સ્ત્રીનો ગુહ્ય ભાગ સાંકડો કરવાની દવાઓ

**દવા ૧ લી**—ત્રિફળા, (હરડાં, બહેડાં, ને આંબળાં) કેવડીયો કાથો, મેઢીઆવળ (સોનામુખી) અને મોરથુથુ એને સમ ભાગે લેઈ ખાંડીને કપડછાણ કરવું, ને તેમાં પાણી રેડીને ગુહ્ય ભાગમાં ચોપડવું, એટલે તે ભાગ સાંકડો થશે. ખાટું ખારું, ખાવા દેવું નહિ.

**દવા ૨ જી**—ત્રાયમાન ટાંક ૧, કેવડીયો કાથો ટાંક ૧, માયાં ટાંક ૧, લોદર ટાંક ૧, તેને ઝીણાં ખાંડી, કપડછાણ કરી, પાણીમાં ચણી બોર જેવડી ગોળીઓ વાળીને અંદર મૂકવાથી ભાગ, સાંકડો થાય છે.

**દવા ૩ જી**—કનકબીજ, (ધંતુરાનાં બીયાં) ટાંક ૧, અજમો ટાંક ૧ લાલ કરેણનાં બી ટાંક ૧, ને મધ ટાંક ૧, એને ખાંડી ભૂકો કરી સૂકવવો, ને પછી તેમાં પાણી રેડી તેની ચણી બોર જેવડી ગોળીઓ વાળવી, ને તેમાંથી એક ગોળી, રતિક્રીડા કરતાં પહેલાં, એક પહોર અગાઉ, અંદર મૂકવી, મૂકયા પછી લઘુશંકા કરવા દેવી નહિ, તેમ પાણી અડાડવું નહિ, તેથી તે ભાગ ઘણો સાંકડો થશે.

**દવા ૪ થી**—માયાં ટાંક ૧, ભાંગ (વિજયા) નાં ફૂલ ટાંક ૧, વાવડીંગ ટાંક ૧, ફટકડી ટાંક ૧, સાકર ટાંક ૧, હીરા દખ્ખણ ટાંક ૧, અફીણ ટાંક ૧, એ બધાંને ખાંડી ખળ કરવો, ને તેમાં શિલારસ નાખી ખાટાં બોર જેવડી ગોળીઓ વાળવી, અને ત્હેમાંથી ગોળી એક ત્રણ કલાક સૂધી સ્ત્રીના ગુહ્ય ભાગમાં મૂકાવી રહેવા દેવી, આથી તે ભાગ ઘણો જ સાંકડો ને કઠણ થશે, ત્રણ કલાકથી વધારે વાર રહેશે તો તે ભાગ અતિશય કઠણ થઈ જવાથી વખતે નુકસાન થવાનો સંભવ છે.

**દવા ૫ મી**—જાયફળ, માયાં, શિલાજીત, એ ત્રણેને સમ ભાગે લેઈ વાટીને મરેઠીની જડ સાથે પાણીમાં ઘસી ત્રણ દિવસ સૂધી લેપ કરવો. તેથી સંકોચન થશે.

**દવા ૬ ઠ્ઠી—સ્ત્રીનો ગુહ્ય ભાગ છેક સાંકડો કરવાની દવા**

કનકબીજ, (ધંતુરાનાં બીજ,) અજમો, ભાંગનાં ફૂલ, લાલ કણેરની કળી, માયાં ને મતીરાંની કળી, એ ૭ વસ્તુઓ સમ ભાગે લેઈ, ખાંડીને કપડછાણ

કરવી, પછી ખળમાં નાખી તેમાં શિલારસ સાથે ખળવી, ને ચણીબોર જેવડી ગોળીઓ વાળી છાયામાં સુકવવી, ને પછી ઇંદ્રિયમાં મૂકી, તેની ઉપર ઇંગોરુ ઘસીને લેપ કરવો, તેથી તે ઘણી જ કઠણ થશે.

**દવા ૭ મી**--અશ્વગંધ, વજ, કૂટ, ને ગજપિંપર એને ઝીણાં વાટીને ભેંસના માખણમાં ઘુંટવું, ને ઇંદ્રિય ઉપર લેપ કરવો.

**દવા ૮ મી**—નીલાં કમળ, ધોળાં કમળ, કેસર તથા સાકર, એ બધાને સમ ભાગે લેઈ બારીક વાટીને મધ સાથે ખળ કરવો, ને પછી તેનો નાભિ (ડુંટી) ઉપર લેપ કરવો.

**દવા ૯ મી**--મગનાં ફૂલ, ખેરસાલ, હર્ડેદલ, જાયફળ, માયફળ (માયાં) અને સોપારી, એને સમ ભાગે લેઈ બારીક વાટી, લુગડાથી ચાળીને પાણી સાથે ખાટા બોર જેવડી ગોળીઓ વાળીને એક ગોળી ઇંદ્રિયમાં મૂકવી.

**દવા ૧૦ મી**--કૌચનાં મૂળીયાં, પાણીમાં ઉકાળી, તે પાણીથી ઇંદ્રિય ધુએ તો સંકોચન થાય.

**દવા ૧૧ મી**—ભાંગને બારીક વાટી એની પોટલી અંદર મૂકવી.

**દવા ૧૨ મી**—મોચરસ વાટી, એની પોટલી અંદર મૂકાવવી.

**દવા ૧૩ મી**—દહીંથી યોનિ ધોવી.

**દવા ૧૪ મી**—માયાં રૂ. ૧ ભાર, ફટકડી રૂ. ૧ ભાર, લોદર રૂ. ૦॥ ભાર ને કપૂર રૂ. ૦। ભારને ખાંડીને, કપડછાણ કરી, પાણીમાં ખાટાં બોર જેવડી ગોળીઓ વાળવી, ને એક ગોળી યોનિમાં મૂકાવવી.

### ૧૭૨ સ્ત્રીને ઋતુ ન આવતું હોય તો તે લાવવાની દવાઓ

**દવા ૧ લી**—રાયણાંના ઠળીયાને વાટી પાણીમાં ચણી બોર જેવડી ગોળીઓ કરી, એક ગોળી યોનિમાં મૂકાવવી.

**દવા ૨ જી**—અરણીના પાનાનો રસ ટાંક ૧૯ અને મીંઢળનો ભૂકો ટાંક ૧૯ એકઠાં કરી પાય તો ઋતુ એટલે અટકાવ, અથવા ઓવટી (દૂર બેસવું) આવે.

**દવા ૩ જી**—ચણા જેટલો હીરાબોળ લેઈ વાટીને યોનિમાં મૂકવો.

**દવા ૪ થી—**ગુગળ, પિંપર. મીંઢળ, જવખાર, અને કડવી તુંબડીનાં બીયાં, એ બધી વસ્તુઓ સરખા વજનની લેઈ, તેને ખૂબ બારીક ખાંડવી, ને પાણી સાથે સોપારી જેવડી ગોળીઓ કરી, એક ગોળી સ્ત્રીના ગુહ્ય ભાગમાં મૂકાવવી.

### ૧૭૩ સ્ત્રીને ઋતુ બંધ કરાવવાની દવા

સ્ત્રીને ઋતુ બંધ કરાવ્યાથી ગર્ભાધાનનો સંભવ થોડો રહે છે, એ વાત કદાપિ ખરી હોય, પણ તેની સાથે ઋતુ બંધ થવાથી પેઢુંનાં બીજાં દર્દો ઉભાં થાય છે, ને વખતે આંખોને પણ નુકસાન પહોંચે છે. માટે આ દવાઓ, વિચાર કરીને કરવાની છે.

**દવા ૧ લી—**દાડમડીનાં અને લીંબેણુના મૂળ, સમ ભાગે લેઈ પાણીમાં ખૂબ ઝીણાં વાટીને ખળ કરવો. ને પછી ત્હેની બોર જેવડી ગોળીઓ કરી સુકવવી, ને સંભોગ કરતી વખતે યોનિમાં મૂકવી. આવી રીતે ત્રણ વખત કરવાથી ઋતુ બંધ થશે.

ટુંકો પગાર હોય, કે આજીવિકાનાં સાધન થોડાં હોય, ઘરડપણ થવા આવ્યું હોય, ને જુવાન સ્ત્રી હોવાથી વરસોવરસ ત્હેને સુવાવડ આવતી હોય, તે બંધ કરવા માટે ઉપરની દવા ઉપયોગી છે, તેમ નબળા બાંધાની સ્ત્રી હોય, અને વારંવાર આવતી સુવાવડથી મરવા જેવું શરીર થઈ ગયું હોય ને દૈવયોગે મરી જાય તો બીજી મળવાની ના હોય, તેને માટે પણ આ દવા કામની ખરી, ત્હેની સાથે કુળવાન હોઈ વારંવાર કન્યાઓ અવતરવાથી, તેમને પરણાવવા માટે વરને ભારે પહેરામણી તેમ બીજું ખૂબ ખર્ચ થઈ જવાથી ઘરની, અને કુટુમ્બની પાયમાલી થઈ જતી હોય, તેવી સ્ત્રી માટે પણ આ દવા જરૂરની ખરી.

**દવા ૨ જી—**કેસુડાં ( ખાખરાનાં ફૂલ) ટાંક ૧૦ લાવીને ખાંડવાં ને તેની ગોળમાં સરખા માપની દશ ગોળીઓ ( ટાંક, ટાંક, ભારની ) વાળીને ઋતુ સમયે ખવડાવવી.

**દવા ૩ જી—**ચંબેલીની જડ ટાંક ૫, ઘોડાના નખને બાળીને કરેલી રાખોડી ટાંક ૫, તેઓના સરખા વજનનાં ત્રણ પડીકાં કરી ઋતુ આવ્યું હોય તેવામાં ત્રણ દહાડા સુધી પાણીમાં પાય તો ઋતુ આવતું બંધ થાય.

## ૧૭૪ સ્ત્રીના સ્તન ઢીલા થઈ ગયા હોય તે કઠણ કરવાની દવા

**દવા ૧ લી**—ખીજડાની છાલ લાવીને તેના રસને ઉકાળવો, પછી સ્તનની બરોબર સીસાની બે વાડકીઓ કરાવવી, ને તેની અંદર તથા સ્તન ઉપર, ઉકાળેલો રસ ટાઢો પડી ગયા પછી ચોપડવો, ને ઉપર પેલી બે વાડકીઓ બાંધી ત્હેની ઉપર મલમલ જેવું ઝીણું કપડું પહોર પાંચ સુધી બાંધી રાખવું તેથી તે કઠણ થશે.

**દવા ૨ જી**—બીજોરાની જડ એટલે મૂળીયાંને ખૂબ ઝીણાં ખાંડીને ત્હેનો રસ કાઢવો, ને તે રસ સીસાની વાડકીઓની અંદર ચોપડીને તે બંને સ્તન ઉપર ઢાંકવી, ને ઉપર કપડાનો પાટો દિન ત્રણ સુધી બાંધી રાખવો.

**દવા ૩ જી**—ગજપિંપર પૈસા ૨ ભાર, સિંધવ પૈસા ૨ ભાર, એ બેને વાટી પાણી સાથે દિન ૪ સુધી સ્તન ઉપર લેપ કરે તો તે કઠણ થાય.

**દવા ૪ થી**—આંબાની કેરીની ગોટલી પૈસા ૨ ભાર, ખુરાસાની વજ પૈસા ૨ ભાર, એ બેને ખાંડી, કપડછાણ કરી, ત્હેનો પાણી સાથે સ્તન ઉપર સાત દિવસ સુધી લેપ કરવો.

## ૧૭૫ સ્ત્રીને ગર્ભ ન રહે તેવી દવા

**દવા ૧ લી**—માયાં, પડવાસ, જાયફળ, માત્રીકુળ, નાગકેસર, દાડમની છાલ, અને મજીઠ, એ બધું સમ ભાગે લેઈ ખાંડીને ચૂર્ણ કરવું. ને દિન સાત સુધી રોજ બબે ટાંક ખાવું, તેથી સ્ત્રીનું ફૂલ બળી જઈ ગર્ભ રહેશે નહિ.

## ૧૭૬ સ્ત્રીના ગુહ્ય ભાગમાં બારે માસ પાણી થયા કરતું હોય, તે મટી જઈ સુકી તથા કઠણ કરવાની દવા

**દવા ૧ લી**—ખાખરાનો ગુંદર ટાંક ૧૪, તથા જાઇનાં પાનાં ટાંક ૫, લાજુલાડીનાં મૂળ ટાંક ૫, લોદર ટાંક ૫, ફટકડી ટાંક ૫, સુખડ-(ચંદન-) ટાંક ૫, માયાં ટાંક ૫, અને ચોળા ટાંક ૫, (ખાવામાં લેઇયે છિયે તે ચોળા) એ બધું વાટીને કપડછાણ કરવું, ને તેમાંથી ટાંક ૧ ભાર ભૂકો ગુહ્ય ભાગની અંદર ભભરાવી ઘડી ૧ સુધી રાખી મૂકી પછી કાઢીએ, તો તે સુકી થઈ, કુંવારી છોકરીના જેવી સખ્ત થશે.

**દવા ૨ જી**—કાથો ટાંક ૧, હીરાકસી ટાંક ૧, અને દાડમનાં છાંડાં (છોતરાં) ટાંક ૧, એને ઝીણાં ખાંડી કપડછાણ કરી ચંબેલીના પાનાંના રસમાં બોર જેવડી ગોળીઓ કરવી, ને દિન સાત સૂધી ગુહ્ય ભાગમાં એકેક મૂકાવવી.

**દવા ૩ જી**—નરમા કપાસનાં પાનાં ખાંડી લુગદી કરી તાળવે મૂકે, તથા માથામાં ભરે તો મટે, તથા કેરીની ગોટલી ઘસીને પાય તો મટે.

### ૧૭૭ સ્ત્રીને સગર્ભા થવાની દવાઓ (મહિના રહેવાની)

**દવા ૧ લી**—કાથો તથા જાયફળ સરખા ભાગે લેઈ ખાંડીને મધમાં, ઋતુ વખતે ચાટે તો ગર્ભ રહે.

**દવા ૨ જી**—ખરેંટી, ગગરેણીની છાલ, મહુડાં, વડની કુંપળો, અને નાગકેસર, એ બરાબર વજનનાં લેઇ, વાટીને ગાયના દૂધમાં ટાંક ૫, મધ નાખીને, દિન ૧૫ સૂધી પીએ ને પછી સંભોગ કરાવે તો મહિના રહે. (વાંઝણી હોય તોએ મહિના રહે, સગર્ભા થાય.)

### ૧૭૮ સ્ત્રીને પ્રસવ ન થતો હોય તો તે થવાની દવાઓ

**દવા ૧ લી**—એક ચપટીએ વડના ઝાડની મૂળી--વડવાઈ—ચુંટી લેવી, અને તે વડની મૂળીયો (વડવાઇના છેડાના ઝીણા અંકુર) તથા દેશી કુંવાડીયા (પુંવાડીયા)નું મૂળ, એ બંનેને ભેગાં દોરાવતી બાંધી સ્ત્રીના માથામાં ઘાલવું, તેથી ઝટ પ્રસવ થશે,

**દવા ૨ જી**—પાડલ મૂળ પાણીમાં ઘસી યોનિ ઉપર લેપ કરવાથી સુખરૂપે વહેલો પ્રસવ થશે.

**દવા ૩ થી**—પાટો ટાંક ૧ પાન બીડીમાં ખવડાવ્યાથી સુખે પ્રસવ થશે.

### ૧૭૯ સ્ત્રીનો સંગ કર્યા પછી શું ન કરવું

પાણી તરત પીવું નહિ, પેસાબ કરવો નહિ, ટાઢા પાણીથી ઈંદ્રિય ધોવી નહિ, ખારું ખાટું ખાવું નહિ, એટલું ન કરે તો શરીર મજબૂત રહે, તેમ રતીક્રિડાના અંત ભાગે તરત કરી રાખેલું દૂધ અર્ધ શેર પીએ તો ફરી રતિ-ક્રીડા કરવાને લાયક થાય ને શરીર દૃઢ રહે.

## ૧૮૦ સ્ત્રીના રોગપર ઉપાય

**ઉપાય ૧ લો**—ગોપીચંદન, તથા ઉંદરની લીંડીયોને સમ ભાગે લેઈ તેમાં ચોથા ભાગની અડાયા છાણાની રાખ મેળવી, પાણીમાં પાવું. પથ્ય-પાળવી.

**ઉપાય ૨ જો**—નાગ પીપળી, નિખલ, પડવાસ, જેઠીમધ, આસંદ એને સમ ભાગે લેઈ વાટીને મધ સાથે ચટાડવું.

## ૧૮૧ સ્ત્રીને તણુકીઓ પ્રમેહ થયો હોય તો

**ઉપાય ૩ જો**—એલચી પૈસા ૧ાા ભાર, દેશી કુંવાડીયા-પુંવાડીયાનાં બી પૈસા ૧ ભાર, ચીનીકબાળા પૈસા ૧ ભાર, ગોપીચંદન પૈસા ૧ ભાર, (ગોપી ચંદન ન મળે તો પીળી માટી લેવી) એનું ચૂર્ણ કરી છાશના નીતર્યાં પાણી સાથે દિન સાત સુધી પાવું.

## ૧૮૨ સ્ત્રીને ઋતુમાં બહુ લોહી જતું હોય તો તે મટાડવાની દવા

**દવા ૧ લી**—ગુગળ, પિંપળ, મીંઢળ, જવખાર, કડવી તુંબડીનાં બીજ, એને સમ ભાગે લેઈ, ખાંડી કપડછાણ કરી, સોપારી જેવડી ગોળીઓ કરીને તેમાંથી એક ગોળી યોનિમાં મૂકાવવી.

**દવા ૨ જી**—બાવળની છાલ તોલા બે લાવીને ઝીણી ખાંડવી, ને પાણી શેર ૦ાા માં ઉકાળવી, ઉકળતાં ઉકળતાં બે પૈસા ભારને આશરે પાણી રહે ત્યારે તેમાં આંબળાં નંગ સાતને ખાંડીને નાખવાં, પછી ઉતારી લેઈ કપડાવતી ગાળવું, ને તેમાં બીજું પાશેર પાણી રેડીને પીવું. આ પ્રમાણે દિન સાત સુધી કરવું.

## ૧૮૩ સ્ત્રીને પરમીયો થયો હોય તો

સાકર ટાંક ૨ાા તથા બાવળીયાની અંતર છાલ ટાંક ૨ાા એ બેને ભેગાં વાટી પાશેર પાણી સાથે દિન ત્રણ, કે સાત સુધી પીવું.

## ૧૮૪ સ્ત્રીને પુત્ર થાય તેવા ઉપાયો*

**ઉપાય ૧ લો**—ૐ વીરજનની સ્વાહા એ મંત્ર ૧૦૮ નાલિકેર, રવિ દિને

---

* આ બે દવાઓ જૂની ગુજરાતી ભાષાના નમુના માટે જેવા રૂપમાં હતી તેવા જ રૂપમાં મૂકી છે. આવી ૭૦ દવાઓ એક પુસ્તકમાંથી જડી હતી, તેમાં સુધારો કરી

અભિમંત્રીએ, સાલી (સાલ-ડાંગેરના) ચોખા માણું* ૧ મંત્રી સ્ત્રીને માસ ૨ પછિ માસ ૧ દીજે નાલ પાલટું ॥ ત્રીજે માસે રવિવાર હુઈ તિણી સ્ત્રી નરણી રહિ, તરસી રહિ, પહોર ૨ પુઠિ સ્નાન કરે, પવિત્ર વસ્ત્ર પેહેરે, એક વર્ણ સવત્સી ગાઈ તેહનું દૂધ પાશેર તે માંહિ એક રુદ્રાક્ષ સૂક્ષ્મ વાટી મૂકીએ પછિ પાઇએ, સૂર્યવારે ભોજન કરાવીએ, પાનબીડું એક ખવરાવીએ, તૃષા લાગિ ત્યારે પાણી પાઇએ, બીજે દિને અપૂર્વ જમાડીએ, પછિ તે સ્ત્રીને ખીર જમાડીએ, પુત્ર હુએ નાલ પાલટું ॥

અરીઠી બીજ ૨, નેત્ર પટુલુ ૧, અવીંધ્યું મોતી ૧, સમ માત્ર મેલીએ, ચોખા ધોયેણુ સાથિ ગોળી ૩ કીજે, તે ગોળી ત્રીજે માસે એક વર્ણ ગાયના દૂધ સાથિ દિન ત્રણ એકેકી દીજે ખારું, ખાટું, તળ્યું, વર્જવું. એક વાર યથેસ્ટ જમાડી ઈ નાલ પાલટુ પુત્ર હુઈ, ન જીવતો હુએ તો જીવે.

## ૧૮૫ સ્ત્રી પ્રવાહની દવા

મહુડાં ઘીએ તળીએ, સાકર વાટી, તે બંને ભેગાં વાટીએ, ને ખવડાવીએ સ્ત્રી પ્રવાહ મટે.

## ૧૮૬ સ્ત્રીના ગુહ્ય ભાગની શુદ્ધિ (યોનિ શુદ્ધિ)

તુલસીનાં પાનાં, બાવચીનાં પાનાં, શુદ્ધ કરેલો પારો ટાંક ૧, ને ખારેક ૧. એ બધાં ભેગાં વાટવાં, પછી તેની ગોળી બાંધી રવિવારને દિવસે યોનિમાં મૂકાવીએ તો યોનિ શુદ્ધ થાય.

હાલની ભાષામાં લખી છે. આ જ પ્રમાણે કવિ નર્મદાચાર્ય કૃત કામસૂત્રના કાવ્યમાંથી કેટલીક જૂની ગુજરાતી ભાષામાં લખાયેલી દવાઓ આ પુસ્તકમાં લીધી છે. આ કાવ્ય દોહરા ચોપાઇમાં છે, આજ સુધી હિન્દી ભાષામાંથી દોહરા ચોપાઇ, ગુજરાતી ભાષામાં લાવ્યાનું માન કવિ શામળભટને આપવામાં આવે છે, પણ આ કાવ્યની જૂની ભાષા જોતાં કવિ શામળભટ કરતાં પણ ઘણા અગાઉના વખતમાં દોહરા, ચોપાઈ આપણી ભાષામાં પ્રચલિત હતા, તેવું આ કાવ્ય ઉપરથી માલમ પડે છે. * દશ શેરનું માણીયું, સાધારણ રીતે ગણાય છે.

## ૧૮૭ સ્ત્રીના ગર્ભાધાન વિષેની કેટલીક જાણવા લાયક હકીકત*

કવિ નર્મદાચાર્યે વાત્સાયન સૂત્ર વગેરે ગ્રંથોના આધારે મદનમંજરી નામનું કાવ્ય રચ્યું છે, તેમાંથી થોડાક ભાગનો ઉતારો આ નીચે લખવામાં આવ્યો છે, આ કાવ્યની ભાષા જોતાં તે આશરે ચારસો વરસ ઉપર રચાયેલું હોય એમ જણાય છે. આ કાવ્યમાંથી બીજી ઘણીક દવાઓ ઉપયોગી જાણી આ પુસ્તકમાં લેવામાં આવી છે.

દોહરો

કોક કહે સુણ નરપતિ, કહું આઠમો પ્રકાર,
ઓષધ કામ શાસ્ત્રનાં, બોલીશ સુણો વિચાર;
ભરવસેન કહે ભલો, સાંભળ ચતુર પ્રધાન,
કામ કથાની મને ભલી, કહી સુંદર વાત નિધાન;

ચોપાઈ

રાજા કહે સુણ પ્રધાન, તું છે બુદ્ધિતણો નિધાન,
એહ પિંડ કાચો જાણીએ, અનેક વ્યાધિ ઉત્પત્ય માનિએ.
ઉગે વ્યાધિ ઓષધ કીજીએ, કર્મ યોગ તિહાં† ગુણ લીજીએ,
વળી એક ગુણ પૂછું સોય, દેહતણો સંભવ કિમ‡ હોય.
વિસ્તાર કરી કહો આપને,§ પરોપકાર હોયે લોકને,
પ્રધાન કહે છે સુણો ભૂપાલ, ત્રિભુવન કીર્તિ કરું વિશાલ.
પ્રકટ કરી બોલીશૂં ભેદ, નિશ્ચે મને માનજો વેદ,
પુરુષ બિંદુ સ્ત્રી લોહી બીંદ, જો શુદ્ધ શોણીત નર્વિંદ.
ગર્ભ સંભુત‖ હોયે તતકાળ, મૈથુન કરતાં રંગ રસાળ,
જિંમ¶ અરણી કાષ્ટમાંહી આગ, મંથન કરતાં પ્રકટે આગ.

---

* વિ. સ. ૧૬૫૬ માં થયેલા નર્મદાચાર્ય કૃત કોકશાસ્ત્ર કાવ્યના આઠમા પ્રકરણમાંથી આ હકીકત લીધી છે. † ત્યાં ‡ કેમ § પોતાના અર્થમાં આ શબ્દ વાપર્યો જણાય છે. ‖ એકઠાં ¶ જેમ

તિમ* સ્ત્રીનૂ પુરુષનો બિંદ, બહુ સંયોગે ગર્ભ સબંધ,
પુરુષતણો બીંદ અધિકો હોય, સ્ત્રીનો રક્ત† થોડેરો હોય.
મીથુન કરતાં પુરુષ પ્રસંગ, ઉપજે ગર્ભ પુરુષને લીંગ,
સ્ત્રી રક્ત જો અધીકો હોય, થોડો બિંદ પુરુષનો જોય.
કંન્યા જન્મ હોય તિણી‡ વાર, આપ આપને કર્માંનુસાર,
બીજ રક્ત જો સરખાં હોય, તદા નપુંષક ઉપજે સોય.
ગર્ભ તણી ઉત્પત્તી કહી, બીજ રક્ત જો શુદ્ધ સહી,
રોગ રહીત ઉપજે શરીર, સાંભળ રાજા યુક્તી ધીર.
બિંદમાં હોયે વર્ણ §વિકાર, તો તે ગર્ભ ન ઉપજે સાર,
સ્ત્રીને રક્ત તણો વિકાર, જો હોયે તો ગર્ભ ન સાર.
તેહનાં લક્ષણ બોલીશ હવે, આચાર્યે શ્રી નર્મદ કહે,
વાત પિત્ત ને ‖શ્લેષ્મ વિકાર, તેહનો ઉપજે બીંદ ¶અસાર.
વાયુ વિકારે ગર્ભ બાંધીએ, કૂર$ સરખું પિત્ત જાણીયે,
શ્લેષ્મ વિકારે ધરતો** પિણ, વાત પિત્તનો હોયે ક્ષીણ.
વાત પિતનો ઉપજે બીંદ, ††ત્રિફળ હોયે તે નર્વિદ,
પિત્ત શ્લેષ્મ વાતનો વિકાર, જાણે ‡‡છાશીતણો વિસ્તાર.
એહ રોગના જાણે ભેદ, ગર્ભ ન ઉપજે ફોકટ ખેદ,
જોઈ બીંદતણું પારખું, ઓષધ કીજે તે સારખું.
જિમ હોયે બીંદ શુદ્ધ વાસ, ગર્ભ ઉપજે ભોગ વિલાસ,
સ્ત્રીને રક્ત તણા વિકાર, ચાર ભેદ બોલીશું વિચાર.
પહેલો લાખ રંગ સરીખ, બીજો શ્યામ વર્ણ દીસંત,
ત્રીજો જાણે §§મામલીયો રંગ, ચોથો રંગ જાણે પતંગ.
શુદ્ધ વર્ણ બોલ્યા એ ચાર, સીંદૂર વર્ણ વાયુ ‖‖વિકાર,
પિત્ત વિકારે મજીઠ ¶¶રંગ, શ્લેષ્મ ઉપજે કુંકુમ ભંગ.

---

*તેમ †લોહી. ‡તેણી §રંગનો વિકાર, રોગીષ્ટ. ‖કફ. ¶ખોટો–નઠારો $ભાત **પિંડ ††ફોકટ ‡‡છાશના રંગ જેવો. §§મીણ જેવો હશે? ‖‖સ્ત્રીને સ્રાવ થાય તે વખતન લોહીનો રંગ સીંદુર જેવો હોય તો તેને વાયુ વિકાર થયેલો જાણવો. ¶¶મજીઠના રંગ જેવો હોય તો પિત્ત, અને કંકુના રંગ જેવો હોય તો કફ વિકાર સમજવો.

વાત પિત્તનું વર્ણવું જેહ, એહો રંગ ન દીસે તેહ,
પિત્ત શ્લેષ્મ તણો વિકાર, ધરે ક્ષીણુ ને રક્ત વિકાર.
જોઈ વિકાર ઓષધ કીજીએ, જેમ ઉત્તમ ગર્ભ *સંપજીએ,
જોઇએ રક્તતણું પારખું, વસ્ત્ર લાગે ગુણ સારખું.
ધૌત† વસ્ત્ર વિરાજે જેહ, તિણે રક્ત જાણી જે દેહ,
મધ પીપરી સાકર ‡દ્રાખ, નરને પિત્ત વિકારિ ચાખ.
આસંધી સેવાડો દૂધસું, વાયુ §વિકાર સમે તરતસું,
સાકર જીરુ ને ‖કાંકણી, માંહાં ¶વીરીહાલી મેહલો ઘણી.
પ્રભાત કાળે ફાકી કરે, નરને પિત્ત સમે $એતરે,
ત્રિફળા ત્રિગડુ સાકર મૂલ, સમ ભાગે કિજે સર્વમૂલ.
વાટી ચૂરણ દૂધસૂ વાવરો, શ્લેષ્મ** વિકાર હોય તે પરહરો,
મિશ્રી ઓષધ ને મિશ્રીત હરિ, નરનો વીર્ય અપૂરવ કરી.
ઇહાં†† સંક્ષેપેં બોલું સોય, આગળ વળી વિચારી જોય,
સ્ત્રીને વાયુ હરે તે કહું, સંક્ષેપ માત્ર જ હું લહું.
નાગપીપળી નિબલ પડવાસ, જેઠીમધુ આસંધી પ્રકાશ,
મધૂસું ભક્ષણ નારી કરે, વાયુ દોષ સઘળો પરહરે.
સ્ત્રીનેં રક્તમાંહે હોય વિકાર, તે જાયે તત્ક્ષણ સુખસાર,
દ્રાખ મધુ ને ગડુ એલચી, માંહે લવિંગ રચીએ સચી.
બીજોરા રસસું દીજીએ, પિત્ત ‡‡વિકારે ભક્ષણ કીજીએ,
એ બે ઓષધ એકઠાં કરે, §§શ્લેષ્મ વિકાર તત્ક્ષણ હરે.

---

*મેળવીએ. †ધોતીયું. ‡ પિત્ત વિકારમાં મધ, પીંપર, સાકર ચીનાઈ, અને દ્રાક્ષને સમ ભાગે લેઈને ખાવી. § વાયુ વિકારમાં આસંદને દૂધમાં રાંધીને ખાવો. ‖ માલ કાંકણીનાં બીજ, ¶વળીઆળી $પુરુષને પિત્ત વિકાર થયો હોય તો, સાકર, જીરું, માલ કાંકણીનાં બી, ને વળીઆલી સમ ભાગે લેઇ, ખાંડી કપડછાણ કરી સવારે ફાકી મારવાથી મટે. **કફ વિકાર હોય તો-ત્રિફળા, ત્રિકટુ (સુંઠ, મરી ને પીંપર) ને સાકર, સમ ભાગે લેઇ ખાંડીને દૂધમાં નાખીને પીવાથી મટે. ††સ્ત્રીને વાયુ વિકાર થયો હોય તે નાગ પીંપર, નિબલ, પડવાસ, જેઠીમધ ને આ આસંદ સમ ભાગે લેઈ ખાંડી કપડછાણ કરી મધમાં ચાટવું. ‡‡ સ્ત્રીને પિત્ત વિકાર થયો હોય તો દ્રાક્ષ, મધ, ગળો, એલચી, ને લવિંગ સમ ભાગે લેઇ, ખાંડી કપડછાણ કરી, બીજોરાના રસમાં આપવું. §§કફ વિકાર થયો હોય તો પિત્ત-પાપડો, ઉકાળી તેમાં મધ નાખીને પાવું.

પિત્ત પાપડો ઉકાળી કરી, દીજે સ્ત્રીને મધુસું ધરી,
સર્વ રોગ હરે તત્કાળ, ગર્ભ ધરે નારી સુકુમાર.
સુખે પ્રસુતા બાલક જણે, વીર્યવંત કવિ **નર્મદ** ભણે,

## ૧૮૮ હરસની દવાઓ

**દવા ૧ લી**—રસવંતીને તાંબાના વાસણમાં ઘસીને હરસ ઉપર ચોપડવી.

**દવા ૨ જી**—આવળ અને બોરડીનાં તાજાં મૂળિયાંને રાતે પાણીમાં પલાળી રાખી, સવારમાં તે પાણી ગરમ કરી, તેની વતી હરસને ધોવા.

### હરસ ફૂઝતા હોય ત્યારે કરવાની દવા

**દવા ૩ જી**—સુકા ધાણા એક તોલો લાવી કલેઢા કે, તવામાં રાતા થતાં સૂધી સેકવા, પછી ઉતારી લેઈ ઝીણા ખાંડીને ત્હેની મલમલના સ્વચ્છ કપડામાં પોટલી બાંધવી, પછી એક તોલો સાકર પાણીમાં નાખી, તે પાણીમાં વારંવાર તે પોટલીને બોળી કાઢવી, આ પ્રમાણે ધાણાનું તમામ સત્વ સાકરના પાણીમાં આવી ગયા પછી તે પીવું. આ પ્રમાણે સાત દહાડા સૂધી કરવાથી હરસ મટે છે.

### હરસ સાથે પ્રમેહ પણ મટે છે, તેમ પેસાબ પણ છુટે છે

**દવા ૪ થી**—દાડમનાં કુમળાં પાનાં એક રૂપીયા ભાર વાટીને તેનું પાણી (રસ) નીચોવી લેવું ને પછી તેમાં એક રૂપિયા ભાર સાકર નાખીને પીવું. આથી હરસ, ને પ્રમેહ મટે છે, તેમ પેસાબ બંધ થઈ ગયો હોય, તો તે પણ છૂટે છે.

**દવા ૫ મી**—કેરાં (જેનું અથાણું થાય છે તે)ના મૂળીયાંની છાલ રૂ. ૧ ભાર, અને ઇન્દ્રજવ રૂ. ૧ ભાર લેઈ ખૂબ ઝીણા વાટી કપડછાણ કરવું, ને પછી ત્હેની ગોળમાં સરખા વજનની સાત ગોળીઓ કરી, રોજ સૂતી વખતે એકેક ગોળી ખાવી. પથ્ય-તેલ, મરચું, ખટાસ, ને ગોળ ખાવાં નહિ.

**દવા ૬ ઠ્ઠી**—જૂનાં સોપારી વાટી, પાણીમાં થપોલી કરી, રાતે ગુદા ઉપર મૂકી, લંગોટી વાળવી, આ પ્રમાણે રોજ રોજ દિન સાત સૂધી જુદી જુદી થપોલીઓ મૂકવાથી મટે છે.

**દવા ૭ મી**—આમલસારો ગંધક પૈસા ૧ ભાર, અને ગુગલ માસા ત્રણને ભેગાં વાટીને, ગોળમાં સાત સરખી ગોળીઓ કરી રોજ રાતે એકેક ખાવી.

**દવા ૮ મી**—અજમો પૈસા ૧ ભાર, ન્હાની હરડે પૈસા ૧ ભાર, મ્હોટી હરડે પૈસા ૧ ભાર, વળીઆળી પૈસા ૧ ભાર, સોનામુખી પૈસા ૧ ભાર, હીંગ માસો ૧, આંબળાં બહેડાંનો ગર્ભ અને સપેત જીરું, તથા કાજુ કળીયા એ બધું પૈસા એકેક ભાર.

અજમો અને સોનામુખી સિવાય બાકીની રકમોને અર્ધકચરી સેકવી, પછી ત્હેનું ખાંડીને ચૂર્ણ કરવું, ને તેમાં સોનામુખી તથા અજમો, ખાંડી ચાળીને નાખવો, ને રોજ અર્ધાં અર્ધાં પૈસા ભાર, ચૂર્ણ સવારમાં ખાવું.

**દવા ૯ મી**—લીમડાની લીંબોળીનો ગર્ભ પૈસા ૧ ભાર, અને હળદર, સીંધવ અને હીંગ, એકેક પૈસા ભાર. એ ચારેને ખાંડી, પાણી સાથે ચણા પ્રમાણે ગોળીઓ વાળવી, ને રોજ એક ગોળી બહાર (દિશાએ) જતી વખતે ગુદામાં મૂકવી, દુઃખ ન ખમાય તો તેને પાણીમાં ઘસીને ગુદાએ ચોપડવી.

**દવા ૧૦ મી**—આંબા ઉપરના વાંધા લાવી ત્હેને છાયામાં સુકવવા, પછી તેને છોલી નાખી, અંદરની સોટીઓ કાઢી નાખવી, ને છાલને ફરી છાયામાં સુકવી, ઝીણી ખાંડવી, ને રોજ અર્ધાં પૈસા ભાર ફાકી, વાસી પાણી સાથે, દિન સાત સૂધી મારવી.

**દવા ૧૧ મી**—મનસીલ, અને મોરથુથુ એકેક પૈસા ભાર લેઇ, તેની લીંબુના રસમાં ખળીને ચણીબોર જેવડી ગોળીઓ વાળવી, ને સુકાયા પછી ત્હેને લીંબુના રસમાં ઘસીને ગુદાની અંદર આંગળીવતી ચોપડવી. આથી હરસ ખરી પડશે.

**દવા ૧૨ મી**—અરીઠાના ઠળીયાની મીંજ ટાંક ૫, ખુરાસાની વજ ટાંક ૫, અને મરી ટાંક ૫, એ ત્રણેને ઝીણાં ખાંડી, કપડછાણ કરી, વાસી પાણી સાથે ટાંક ૨ ભારની ફાકી મારવી. ખાતા સૂધી દાળ ભાત વિના બીજું કાંઈ ખાવું નહિ.

**દવા ૧૩ મી**—બદામનો મગજ, પૈસા ૧॥ ભાર,, લીંબોળીની અંદરની મીંજ પૈસા ૧॥ ભાર, ઇન્દ્રજવ પૈસા ૧॥ ભાર, અને સાકર પૈસા ૧॥ ભાર,

એ બધું એકઠું કરી ઝીણું ખાંડવું, ને તેના ત્રણ સરખા ભાગ કરી, રોજ એકેક ભાગ, વાસી પાણી સાથે ખાવો.

## હરસને ધોવાનો ઉપાય

**દવા ૧૪ મી—**બહાર એટલે દિશાએ જતી વખતે હુકાના પાણીથી દિન ૨૧ એકવીશ સૂધી હરસને ધોવા, તેથી તે મૂળમાંથી ખરી પડશે.

**દવા ૧૫ મી—**કણઝીના ઝાડના મૂળને ગાયના મૂતરમાં ઘસીને પાવું.

**દવા ૧૬ મી—**નારંગીનું મૂળીયું કેડે બાંધવાથી હરસ મટે છે.

## હરસની સાથે અગ્નિયો પ્રમેહ પણ મટે

**દવા ૧૭ મી—**રસ કપુર તથા ખડી એ બેની તુવેરના દાણા જેવડી ગોળી કરીને ખવડાવવી, ને તેની ઉપર દહીં તથા આમલી ખાવા દેવી. કરી–મીઠું ખાવા દેવું નહિં. (આ દવામાં રસ કપુરનું વજન આપ્યું નથી તેથી ખાવી હોય તો વૈદ્યની સલાહ લેઇને ખાવી) એમને એમ પૂછ્યા વિના ખાવાથી પરિણામ નઠારું આવશે. ખાવી જ નહિ.

## હરસ અતિશય દુખતા હોય

**દવા ૧૮ મી—**ગાંજો રૂ. ૪ ભાર, કોપરું સુકું રૂ. ૪ ભાર, ઘોડાના ખર રૂ. ૪ ભાર, અને લવિંગ રૂ. ૪ ભાર એ બધાંને ઝીણાં ખાંડીને ખળ કરવો, પછી ત્હેને બોરડીના અંગારાપર નાખીને ધૂણી લેવી. તેમ દિન સાત કે ચૌદ સૂધી તેમાંથી રોજ રૂ. ૦।। ભારની ફાકી મરાવવી.

**દવા ૧૯ મી—**ગાયના ઘીને પચીશ વાર ધોવું, ને પછી તેમાં થોડુંક મોરથુથુ ને થોડીક ફુલાવેલી ફટકડી નાખી ઘુંટવું, ને પછી હરસપર, દિશાએ જતી વખતે ચોપડવું.

**દવા ૨૦ મી—**કોળાનું ડીંચું પાણીમાં ઘસીને હરસપર ચોપડવું.

## હરસમાં લોહી પડતું હોય

**દવા ૨૧ મી—**ગુગલ રૂ. ૫ ભાર, મ્હોટી હર્ડેદળ રૂ. ૩ ભાર, ને રાઈ શેર ૦।।।. ઘોળી, પ્રથમ સારો ચળકતો ગુગલ લાવવો, ને તેને ખાંડી, કપડછાણ કરી તેમાં પાણી રેડવું, ને તેમાં હર્ડેદળ તથા રાઈ ખાંડીને મેળવવી, ને વટાણા જેવડી ગોળીઓ વાળવી, જ્યારે હરસનું જોર વધે ત્યારે આશરે

રૂ. ૦ાા ભારની ગોળીઓ રોજ સવારમાં ગરમ પાણી સાથે ગળવી. (વયના પ્રમાણુમાં વધતી ઓછી દવા આપવી.)

### હરસ, સુકા હોય તેમ દુઝતા હોય તો

**દવા ૨૨ મી**—કાળાં મરી રૂ. ૧૫ ભાર, સુવા શેર ૧ એક, તથા મધ શેર ૧, મરી તથા સુવાને બારીક ખાંડી, તેમાં મધ મેળવીને ચાટણુ કરવું, ને રોજ સવાર સાંજ રૂપિયા રૂપિયા ભાર ચાટવું.

તે વખતે હરસ ઉપર ચોપડવાનો મલમ કરવાની રીત.

માયાંનો ભૂકો રૂ. ૦ાા ભાર, મીણ રૂ. ૧ ભાર, અને તેલ રૂ. ૧ ભાર, એ ત્રણે વસ્તુઓને ગરમ કરી મલમ જેવું બનાવવું, ને પછી લોટે જતી વેળાએ હરસ ઉપર ચોપડવું.

**દવા ૨૩ મી**—ગળીને પાણીમાં વાટીને હરસ ઉપર ચોપડવાથી પણ ફાયદો થાય છે.

**દવા ૨૪ મી**—બાવળીયાના ઝાડની પાલી (ઝીણાં, કુંળાં, પાંદડાં) લાવીને સુકવવી, ને તેના વજન બરોબર, ઉંદરની લીંડીઓ લાવીને ભેગી ખાંડીને ભૂકો કરવો, ને તે ભૂકાને દેવતામાં નાખી તેનો ધુમાડો હરસવાળા માણસના હરસને આપવો. પોતીયું ઉંચું કરીને ધુમાડો આવે તેવી રીતે દેવતાવાળાં વાસણ ઉપર કાણું પાડેલું કુંડું મૂકીને તે ઉપર બેસવું, અથવા કાણું પાડેલા સ્ટુલ ઉપર બેસી ધૂણી લેવી. આ પ્રમાણે દિવસમાં બે ત્રણ વાર કરવાથી દરેક જાતના હરસ મટી જશે.

**દવા ૨૫ મી**—રવિવારે ગળજીભીના છોડનું મૂળીયું લાવી, તેને ખાંડી, ભૂકો કરી તેની ધૂણી દેવી.

### ૧૮૯ હાડજવરની દવા. શ્વાસ તથા ખાંસી પણ મટે છે

મરી, કાકડાશીંગ, મ્હોટી હર્ડે, હીમજી હર્ડે, ભારંગ, લવિંગ, ફટકડી, સિંધવ, ચિત્રા, ને સુંઠ. એ બધું સરખે ભાગે લેઇને ચૂર્ણ કરવું, ને રોજ સવાર સાંજ, મ્હોટા બોર જેટલું લેઇને ફાકવું.

### ૧૯૦ હીસ્ટીરીયાની દવા

કેસર, જાયફળ, તજ, ચીનકબાવા, અફીણ, જાવંત્રી, વાંસકપૂર, ઉંટગણ, સાકર, લવિંગ, મરતકી, સુંઠ, કાંસકીનાં બીજ, પંજાબી સાલમ, મરચક, કોલ,

કૌચાનાં બીજ, કાળી મુશળી, એલચી, માળવીગોખરુ, ધોળી મુશળી, નાગકેસર, સમુદ્ર શોસ, ખુરાસાની અજમો.

ઉપરની તમામ વસ્તુઓને એકેક તોલો લેવી, ને ખાંડીને કપડછાણ કરવું, પછી મધ તોલા ૨૪ માં સાકર શેર એક તથા ઉપરનો મસાલો નાખીને ત્હેની ચણીબોર જેવડી ગોળીઓ વાળી, રોજ એકેક ગોળી સવાર સાંજ ખાવી.

## ૧૯૧ પાસામાં અથવા છાતીમાં હીક-ભીતરી-થઈ હોય તેના ઉપાય

**ઉપાય ૧ લો**—રોગીથી સહન થાય તેવું હોય તો, ભીતરી ઉપર ડામ દેવડાવવો. અથવા લસણ વાટીને ચોપડવું,

રૂ. ૦।। ભાર ગુગલ, રૂ. ૧ ભાર મીઢળ, ને રૂ. ૦।। ભાર ન્હાની હર્ડે, એ ત્રણેને ખૂબ ઘસીને ચોપડવું, ને ઉપર પટી મારી સેક કરવો.

**ઉપાય ૨ જો**—કુંવારના લાબરાના કડકા કરી તેનું ઘીનો વગાર મૂકીને શાક કરવું, ને બાજરીના રોટલા સાથે ખાવું.

પથ્ય—ખટાસ મરચું ખાવાં નહિ. શાકમાં ગરમ મસાલો તથા હળદર, મીઠું નાખવા હરકત નથી.

## ૧૯૨ હીંગળોકને ધોળો કરવાની રીત

માટીના પાત્રમાં એટલે કુલડીમાં અદુમ્બરના ઝાડનું દૂધ રેડી તેમાં થોડુંક ઘી મેળવવું, ને પછી તેમાં હીંગળોના કડકા મૂકી કપડમીટ કરી તે પાત્ર અડાયાં છાણાની વચ્ચે મૂકી ભઠ્ઠી સળગાવવી, ને હોલાઈ જઈ ઠંડી પડ્યા પછી તે પાત્રમાંથી હીંગળો કાઢવો, એટલે તે ધોળો થશે.

## ૧૯૩ હીંગળો મારવાની રીત અને ત્હેનો ઉપયોગ

**રીત ૧ લી**—એક તોલા હીંગળોના કડકાને લેઈ કુંવારના લાબરાનાં રસમાં દિન ત્રણ સૂધી ખળ કરવો, ને પછી આકડાના દૂધ સાથે દિન ત્રણ સૂધી ખળ કરવો, પછી એક મ્હોટા અડાયા છાણાને કોરી તેમાં બધું મૂકી તેની ઉપર બીજું અડાયું છાણું મૂકી, તે બંનેને લગાડી દેવાં, એટલે છાણા-માંનો હીંગળો મરીને ત્હેની ભસ્મ થશે.

**ઉપયોગ**—નાગરવેલના પાનમાં એક ચોખાપુર હીંગળોની ભસ્મ ખાવાથી મર્દાઈ વધે છે.

